પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

# આપણાં સાક્ષરરત્નો

ભાગ ૨ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૧ ઇ. સ. ૧૯૩૫

સવા બે

કીંમત પોણા બે રૂપીઆ

જયન્ત ન્હા કવિ

પ્રકાશકઃ—ન્હાનાલાલ દલપતરામ કવિ;
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી ૧૯૩૫ પ્રત ૧૨૫૦

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક અને મુદ્રણસ્થાન
શંકરરાય અમૃતરાય સૈયદ
જ્ઞાનમન્દિર મુદ્રણાલય, રાયપુર, અમદાવાદ.

ગુર્જરી ! નવગીતા ગાજે;
કાળનાં નવસૂક્તો પાજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

લીલમલીલાં, ઘેરગભીરાં, પ્રાચીના પરમાણું,
ઈતિહાસોના દેવધ્વનિભર વનવન તુજ પથરાણું;
મંહિંથી નવઝરણાં ઝરમરજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

વિધપુરાણો, મેઘછાય શો, પશ્ચિમપાંખની પાળે
ગાનઘટાની ભૂલભૂલામણી સમ જો ! સાગર ઉછળે;
મંહિંથી નવરત્નો સારવજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

મોતીઝરન્તા કુંભસ્થળ શા ગરવા ગિરિવર ત્હારા;
યુગયુગજૂની આરસકવિતા રૈવતઅર્બુદ ગાતા,
મંહિંથી નવકવિતા વીંઝવજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

શ્રી કૃષ્ણે બાંધી યુગપાજે
ગુર્જરી ! નવગીતા ગાજે.

# પ્રસ્તાવના

ઈ. સ. ૧૮૮૭માં ગુર્જરસાહિત્યરસિયા પારસી સજ્જન સર નવરોજજી પેસ્તનજી વકીલે ગુજરાતની પાટનગરીમાં તેજસ્વી પ્રતાપશાળી ને અપૂર્વ દલપતમહોત્સવ ઉજવ્યો હતો. એ પછી દોઢ દાયકે સ્વ. ભાઈ રણજિતરામે ઈસ્વી ૧૯૦૨–૩મા સાહિત્યજયન્તીઓ ઉજવવાની આપણે ત્હાં પ્રથા પાડી. પ્રથમ સાહિત્યજયન્તી અમદાવાદના નગરમન્દિરમાં રાજવીકવિ કલાપીની ઉજવાઇ હતી. કલાપીના પરમ મિત્ર કાન્ત પ્રધાન વક્તા હતા. પછી ૧૯૦૩ની કૃષ્ણજન્માષ્ટમીએ બીજી સાહિત્યજયન્તી ઉજવાઇ મહારાણી મીરાંની. એ અવસરનું મ્હારૂં વ્યાખ્યાન આ સંગ્રહના આરંભે છે. એમ ગુર્જરપ્રજામાં અર્વાચીન વિદ્દત્‌પૂજાનાં પગરણ મંડાયાં. ત્હારથી માંડીને હરનિરાળા સાહિત્યપ્રસંગોએ આપણાં સાહિત્યરત્નોની વિદ્દત્‌પૂજાના અનેક કાળયોગ મ્હને સાંપડયા છે. ૧૯૦૩થી ૧૯૩૪ સુધીનાં ત્રીસેક વર્ષોમાં પંદરેક સાહિત્યપૂજનો કીધેલાં છે, સરેરાશ બેબે વર્ષે એક સાહિત્યદેવને પૂજેલા છે. એમ તિથિતિથિની એક સાક્ષરપૂજા કરેલી છે. આપણાં સાહિત્યરત્નોની ગુણપૂજાના એ પ્રસંગો આપનારાંઓનો હું એટલો ઋણિ છું. આ ગ્રન્થજોડકાંમાં એવા સાહિત્યપૂજના પ્રસંગ પ્રસંગનાં પ્રવચનોનો સંગ્રહ છે. આમાંનાં કેટલાંક પ્રવચનો મ્હારા સાહિત્યમન્થનમાં પૂર્વે છપાયાં હતાં, અને બીજાં ઘણાંખરાં ઉચ્ચારાયાં ત્હારે જ સામયિકોમાં છપાયાં હતાં. એ સહુ અંહી એકઠાં કરીને બે ભાગમાં પ્રજાના કરકમળે આજ મૂકાય છે. જગત્‌કાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન એ સાહિત્યવિવેચના આમાં સંગ્રહ નથી; એ સ્વતન્ત્ર ગ્રન્થ જ રહેશે. સાહિત્યમન્થનમાંથી આ સંગ્રહે લીધેલાં પ્રવચનોને સ્થાને અન્ય સાહિત્યવિવેચનાઓ એ ગ્રંથમાં પૂરવણ પૂરશે.

આ પુનર્વર્ગણીને કારણે કંઇક વર્ષોથી અપ્રાપ્ય સાહિત્યમન્થન ગ્રન્થની બીજી આવૃત્તિ છપાતી અટકી છે તે પણ હવે થોડાક કાળમાં છપાશે.

અક્ષરબ્રહ્મનો ઉપાસક સાહિત્યકાર ચિરંજીવ પ્રજા ઘડનારો છે; અને સહુ ન્હાનામ્હોટા અન્ય પ્રજા ઘડનારાઓની પેઠે ન્હાનામ્હોટા સાહિત્યકારો પો/નિજનિજની શક્તિમતિઅનુસાર વર્તમાન ને ભાવી પ્રજાનું ઘડતર ઘડે છે. ગઇ સદીની છેલ્લી પચ્ચીસીમાં એક વેળા ઇંગ્રેજ મહામન્ત્રી ગ્લાડસ્ટન અને /ઇંગ્રેજ /રાજકવિ ટેનીસન સંગાથે આગબોટમાં ગ્રેટબ્રિટનના ટાપુની/ જળપ્રદક્ષિણાએ નીકળ્યા હતા. વંકવેળામણો સાગરકાંઠો ખેડતા ખેડતા એ પ્રજાધુરન્ધરો ગ્લાસગો નગરમાં જઇ ર્‌હડયા. આંગણુપધારેલા પ્રજાધુરન્ધરોને ગ્લાસગોનાં નગરજનોએ સહર્ષ સન્માન્યા, નિજ નગરનું નાગરિત્વ બક્ષ્યું, સત્કારપત્રો અર્પણ કીધાં. બન્ને ય અતિથિવરોની વતી બ્રિટિશ મહારાજ્યોનો ત્ય્હારનો ભાગ્યવિધાતા મહામન્ત્રી ઉત્તર આપવાને ઉઠયો. મન્ત્રીશ્વરે કહ્યુંઃ પચ્ચીસ-પચ્ચાસ વર્ષો પછી પ્રજા આ મહામન્ત્રીને વીસરી જશે; ને પૂછશે કે ગ્લાડસ્ટન કોણ હતો? ને ત્હેણે શું કીધું? પણ કવિવર ટેનીસનનાં કાવ્યો ઇંગ્લીશ ભાષા જેટલાં અમર છે, અને એ કારણે કવિવર સ્વયં ઇંગ્લીશ ભાષા જેટલાં ચિરંજીવ છે. ગયા સૈકામાં ગ્રેટબ્રિટનનો મહામન્ત્રી નિજ દેશના કવિવરને એ શબ્દે સન્માનતો. ખરૂં છે. કોઇ પણ મહારાજ્યનો મન્ત્રીશ્વર એના/યુગની પ્રજાને ઘડે છે, કવીશ્વર નિજના ને ભાવીના યુગોની પ્રજાને ઘડે છે. દેશમન્ત્રી વર્તમાન પ્રજા ઘડનારો છે; દેશકવિ સનાતન પ્રજા ઘડનારો છે.

આપણે ત્ય્હાં પણ એવાં અને એથી અધિકાં હતા સાહિત્યકારોનાં મૂલ. ત્ય્હારે રાજમન્ત્રીઓ સાહિત્યામૃતના ઉપાસકો હતા. ચન્દ બિરદાઇને દિલ્લીપતિ પૃથ્વિરાજ ને 'સમર્થ' રામદાસ સ્વામીને હિન્દુપત પાદશાહ શિવાજી મહારાજ એવાં ને અધિકાં બહુમાને સન્માનતા. ચન્દ બિરદાઇએ પૃથ્વિરાજને અમરપ્યાલો પાયો, અને

૧૨મા સૈકાથી ૧૭મા સૈકા સુધીનું પાંચસો વર્ષનું ભારતનું ક્ષાત્ર તેજ ઘડ્યું. ગીતાકારે ભારતનું સનાતન બ્રહ્મતેજ ઘડ્યું. આપણા ગુજરાતે સંસ્કૃતિઓના સંગમકાળે દલપતે ગુર્જરપ્રજાની સંસારનૌકાને મધુરી કવિતલહરીઓ ચઢમાં ભરીને અર્વાચીનનાના પ્રવાહપૂરમાં વાળી; નર્મદે જગતઇતિહાસ ભણી-ભણાવી વીર રસ વરસાવ્યો; ગોવર્ધને ગંભીર ભાષ્યમીમાંસાઓ ભાખી પ્રજાને અનેકધા વિચારની કીધી. નરસિંહ મીરાં અખો સામલ પ્રેમાનન્દ દયારામ સૈકાઓથી ગુજરાતનું પ્રજામાનસ ઘડે છે. ઇતિહાસ કહે છે કે ખરેખર! સાહિત્યકાર સનાતન પ્રજાસર્જક છે.

આપણી અર્વાચીન સાહિત્યલક્ષ્મી આપણા મહામનોરથે અધૂરી હશે; અન્ય કો પ્રજા કે દેશની અર્વાચીન સાહિત્યલક્ષ્મીથી ઓછી ઉતરતી નથી. સંન્યાસમૂર્તિ અગમ્યવાદી પઢિયારજી કે કીટ્સ સમા કલાકાન્ત કાન્ત; પચ્ચીસીને ઉંબરેથી એક પગ સંસારમાં ને એક પગ સ્વર્ગમાં મૂકતા કલાપી કે ૧૯૦૭ માં ટીળક મહારાજની સંગાથે સૂરતમાં બાલાજીને ટેકરે એકાકી ઉભેલો પેલો ગુજરાતી એકલમલ્લ નૃસિંહ વિભાકર; પાંચ છએક વર્ષનો આશ્રમવાસી, ભાઇ મોહનદાસને યે કવ્હારેક ભારે પડી જતી સ્વતન્ત્રતા દાખવતો, બાળવૈરાગી, જોબનરસિયો, પૃથુ શુક્લ; ઠરેલ સમતુલાથી સાહિત્યને ને સાહિત્યકારોને તોળતા નવલરામ ને નવભાષ્યો રચી રચી પ્રજાને વિચારણાવમળોમા તરતી મૂકનાર સર્વતોમુખ મીમાંસક ગોવર્ધનરામ; હીરાની ખાણો ખોજતા કેશવ ધ્રુવ ને સિંહને પગલે સંસારમાં ચાલતા અનભેવાદી મસ્ત કવિ; ઇતિહાસજ્યોમવન્તાં ક્ષાત્રભાવનાં બ્યૂગલો વગાડતો સાહસવીર નર્મદ ને બ્રહ્મર્ષિની વાણે બ્રહ્મમન્ત્રો અને સંસ્કારમન્ત્રો ઉચ્ચરતો ધીરગંભીર દલપતઃ એ સહુનો સાચો સરવાળો કરશે ત્હેમને પ્રત્યક્ષ થશે કે ગુજરાતની પશ્ચિમપાંખે સાગરલક્ષ્મી ઉછળે છે, ને પૂર્વપાંખે વનલક્ષ્મી ઉભરાય છે, અને વક્ષસ્થળ સમા મધ્યદેશે હૈયા-

સરવાણીઓ સમી સરિતલક્ષ્મી વહે છે, એવી પુણ્યવેલવી સાહિત્યલક્ષ્મી વર્તમાન ગુજરદેશે છલાછલ છલકે છે.

સાહિત્યસર્જનહારાઓના મૂલ પૂર્વપશ્ચિમમા નિરનિરાળે ધોરણે અંકાય છે. પશ્ચિમના પ્રશસ્તિબોલ છે કે Best seller of the year; એક શબ્દે આટલા આના; વાર્ષિક આટલા હજાર પૌંડની ઉપજ. આપણે ત્હા દલપત નર્મદ ગોવર્ધન પઢિયારની સંન્યસ્તભાવનાઓ પંકાય, ને એની કીર્તિકથા ગવાય. હિન્દવા સૂરજ ઉદેપુરના મહારાણાજીએ મહર્ષિ દયાનન્દ સરસ્વતીને વાર્ષિક લાખેકની જગીરની એકલિંગીજીની મહન્તાઇ સ્વીકારવાને વિનવ્યું ને સ્વામીજીએ ના પાડી. એ આપણી ૧૯મી સદીમાંની સંન્યસ્તભાવનાજગતમા સહુ કો લક્ષ્મીને પૂજે છે, ને ભારતે પૂજે છે; પણ ભારત આત્મલક્ષ્મીને અધિકી પૂજે છે.

સાહિત્યના ને સાહિત્યકારોના વિવરણવિવેચનાની અનેક સમાલોચનશૈલીઓ છે; અને એ સહુમાથી મ્હારી પ્રકૃતિને રુચે છે અભ્યાસશૈલી. અભ્યાસશૈલી એટલે ગ્રન્થની ને ગ્રન્થકર્તાની અક્ષર ખાણમાનું ઝવેરાત જોવું, ઓળખવું, ને ઓળખાવવું. દાયકા પૂર્વે, ૧૯૨૪મા, મ્હારા સાહિત્યમન્થનની પ્રસ્તાવનામા લખ્યું છે એની જ અંહી આજ આ પુનરુક્તિ કરૂં છું કે મ્હને તો, એક સાહિત્યઅભ્યાસીને તો ડૉ. સ્ટૉફોર્ડ બ્રુકની, ટૉડહન્ટરની, ડાઉડનની સારગ્રાહી અભ્યાસશૈલી ગમે છે. મ્હારી પ્રકૃતિ એ ઢાળે ઢળેલી છે, અને આ લેખસંગ્રહમા મુખ્યત્વે એ જણાશે. Romantic યુગ પછીના ફ્રાન્સમાના Critical યુગની પેઠે રંગછાટણી આમા ઝંખાશે. આ સંગ્રહમાના સહુ લેખો પ્રાસંગિક છે, અને અભ્યાસદષ્ટિના Studies છે.

વળી એ જ સાલની વસન્તપંચમીએ વસન્તની ફૂલવાડી સમુ કલાફૂલડે છલકાતું ને ઉભરાતું કલાપ્રદર્શન અમદાવાદના કલામન્દિર સમી હઠીભાઇની વાડીમા ભર્યું હતું. ત્હારે એ કલાપ્રદર્શનના ઉદ્‌ઘા-

ટન પ્રસંગે Romantic શૈલીને ચિરંજીવ માનવહૃદયવાસિની સ્વતંત્રતાની ભાવનામાંથી જન્મની ભાખીને અને Classical શૈલીને સનાતન માનવહૃદયવાસિની સંયમભાવનામાંથી જન્મની ભાખીને કહ્યું છે કે સ્વતંત્રતા ને સંયમના સંગમ સમો 'Romantic ને Classical નો સંગમ એ પરમ કલાવિધાન છે. મ્હારી કવિતાની કલાકૃતિઓમાં યથાશક્તિમતિ કલાવિધાનનું એ આદર્શ રાખ્યું છે.' શકુન્તલા અને મેઘદૂતમા કાલિદાસની પણ એ કલાશૈલી છે. આ અભ્યાસવિવેચનાઓ પણ એ ભાવે આલેખાયેલી છે એ વિવેચનશાસ્ત્રના ઉપાસકોને સહજ સ્હમજાશે. ૧૯૨૯મા કરાચીમા ઉજવાયેલા સાહિત્યકલા મહોત્સવમા મ્હારૂં પરમ કલાસૂત્ર ઉચ્ચાર્યું હતું કે કલા સ્વયં પરમ સંયમ છે.

હું તો એ સર્વ ભાવથી માનું છું કે કુવામાં હોય તે હવાડામાં આવે; સાહિત્યકારોતાં જેવા આતમજળ, ત્હેવાં ત્હેમની સાહિત્યકૃતિઓમાં ઠલવાય. એટલે આ સાહિત્યવિવેચનાઓમાં ઘણુંખરૂં સાહિત્યકારોની સાહિત્યકૃતિઓના કરતાં પણ સાહિત્યકારનાં આત્મજળની ગુણવિશેષતા ઓળખવાપારખવાના સદ્‌યત્નો અધિકા પેખાશે. ગુજરાતના સાહિત્યધન કરતાં યે ગુજરાતના આતમધનને હું બહુમૂલું લેખું છું. કાળના પડછાયારૂપ જરામૃત્યુ દેહને છે, આત્માને નથી. ગુજરાતનો આત્મા સચેત છે, તો જરજરિત દેહ કાલે પાછો નવયૌવન પામશે; વસન્તપંચમી બેસી ચુકી છે, ને પૂર્ણિમા ઉગશે.

આપણાં સાક્ષરરત્નોની આ હારમાળા સંપૂર્ણ છે એમ નથી. છતાં છે એટલી યે આ લેખાવલિમાં ભૂત વર્તમાન ને ભવિષ્યની મ્હારી સાહિત્યપૂજા પેખાશે. નવલરામ ને ગોવર્ધનરામ, નર્મદ ને દલપત મ્હારે સાક્ષરવડિલો છે; કાન્ત મસ્ત કવિ ને પઢિયારજી મ્હારે સમવયસ્ક સાક્ષરબન્ધુઓ છે; પૃથુ શુક્લ ને નૃસિંહ વિભાકર મ્હારે સાહિત્યના લઘુબાન્ધવો છે. એ સહુ ગયા; છતાં હું અને ગુજરાત એમને છે માનિએ છીએ. પ્રેમાનન્દ ને દયારામ અમૃતની દીવાદાંડીઓ સમા દેશ ભરી અખંડ અજવાળાં સૈકાઓથી પાડે છે. એક

અમુક શૈલીની પ્રસંશાપ્રશસ્તિની, કે સ્થાપનઉત્થાપનની સાહિત્યવિવેચન નાના આ બે વિવેચનગ્રન્થો નથી. આમાંના પ્રત્યેક ફૂલરોપના પરિમળ નિરનિરાળા છે. આપણા સાહિત્યાચાર્યોની વિવિધતા અજબ છે. પૂર્વાચાર્યોના સમકાલીનોનાં, અને ન્હાનેરાઓનાં ગુણપ્રવચનો આ ગ્રન્થોમાં છે. જુવાનોને બિરદાવ્યાં છે, સમોવડિયાને વન્દ્યા છે, વૃદ્ધોને પૂજ્યા છે. મહામાયા પ્રકૃતિ પણ આપણે ત્હાં પરાપૂર્વથી પૂજાય છે, અને ગુર્જરકવયિત્રી મહારાણી મીરાંની પણ આમા સાહિત્યપૂજા છે, અને એમ गुणाः पूजास्थानं गुणिषु, न च लिंगं, न च वयः એ કવિવચન પાળેલું છે. પિતૃતર્પણ છન્દોબદ્ધ શૈલીમાં છે તેથી છેલ્લું મૂક્યું છે. એક કાળ કે શૈલીનો માત્ર હું પૂજારી નથી; અનેક દેવપુષ્પોના પરિમળ મ્હારે સુગન્ધવાહી છે. દેવત્વ પેખાય ત્હાં ત્હાં ત્રિકાળના આપણા સાહિત્યદેવો મ્હારે તો પૂજ્ય છે; અને ત્હેમાં યે ભવિષ્યઅજવાળણહારા અધિક પૂજ્ય છે. મ્હારો મન્ત્રોચ્ચાર તો ગુજરાતજાણીતો છે કે पुत्रात् शिष्यात् पराजयः

દેશદેશના મહાસાહિત્યકારો આજે નિજનિજને દેશદેશે દેશના નવબ્રાહ્મણો છે; એમ આપણા મહાસાહિત્યકારો આપણા દેશના નવબ્રાહ્મણો છે. દલપતનો સાહિત્યસંન્યાસ, નર્મદનો સાક્ષરી ટેક, ગોવર્ધનનો નિવૃત્તિનિવાસ, પઢિયારનો લક્ષ્મીવૈરાગ્યઃ એ અને એવી સહુ આપણી અર્વાચીન બ્રહ્મલક્ષ્મી છે. નવયુગના આપણા મહાસાહિત્યકારો, નવઅજવાળાં ઝીલતાં ઝીલતાં યે, આતમરંગે આર્યત્વવર્ણી છે એ નર્મદ જેવાના ઉત્તરજીવને પણ ઇતિહાસને કહેલું છે. આ ગ્રન્થયુગલમા ગુજરાતની સાહિત્યલક્ષ્મીને પડખે પડખે ગુજરાતના આતમામા ઉભરાતી બ્રહ્મલક્ષ્મીનાં યે દર્શન થશે. જગતમા ઠામઠામ સંભરેલી બ્રહ્મવિભૂતિઓ પિછાનવાની જિજ્ઞાસા હશે તે દેશીપરદેશી મુમુક્ષુઓ ગુજરાતના નવબ્રાહ્મણોને, અને એમની બ્રહ્મવિભૂતિઓને પણ ખોજશે તો ઓળખશે.

દુર્ગાઅષ્ટમી, સં. ૧૯૩૪ ન્હાનાલાલ દલપતરામ કવિ

## અનુક્રમણિકા

# નવલરામભાઇ

( નવલરામ-જયન્તી, મુંબઇ; ઇસ્વી ૧૯૨૪ )

નવલ ગયો, નર્મદ ગયો, ગયો જ મહિપતરામ;
દુખિયો દલપતરામ છે ઠાલો દેખી ઠામ.

મુંબઇનાં સાહિત્યરસિક નરનાર !

એ દુહો લખાયે ૩૫ વર્ષો વીતી ગયાં. એના રચનાર દલપતરામને ગયે પણ ૨૭ મું વર્ષ ચાલે છે. સંસારની બીજી પેઢીએ ને સાહિત્યની ત્રીજી પેઢીએ દલપતરામનો પુત્ર આજે એ જ પોકારે છે કે એ નવલ ને એ નર્મદ, એ મહિપતરામ ને એ દલપતરામ વિના ગુજરાત આજ ખાલી છે.

નવલરામજયન્તી એટલે સમતુલાની પૂજા અને ગુણસંભારણાં. મુંબઇની રાષ્ટ્રીય શાળામાં એ ઉજવાય છે આજ. મ્હને તો પરમ સન્તોષ છે. રાષ્ટ્રીયતાનાં વાવાઝોડાનો યુગ પૂરો થઇ હવે કેટલેક સ્થળે સમતુલા આવતી જાય છે.

નવલનર્મદનાં જીવનમાં યે વાવાઝોડાંનો યુગ હતો. ગોવર્ધનભાઇ એને આત્મમન્થન કાળ ભાખે છે.

એક ક્ષમાયાચના કરી લઉં, ગુરુવારે ન અવાયું ત્હેની. તિથિ ફેરવવી, પણ મ્હને જ બોલાવવો તે માટે બમણો આભારી છું. બોલાવે ત્ય્હાં-ત્ય્હાં બધે જવાતું નથી.

હું આજ વિવેચના કરીશ; ઘેર જઇને ત્હમે યે મ્હારી વિવેચના કરશો.

આપણા વિવેચકસમ્રાટનો ગુણભંડાર આજ નિહાળિયે. પુરોગામીની ગુણપૂજા મ્હારે મન તો ઉત્સવ છે.

## ૨, એ સમય કિયો હતો ?

જન્મ: ૯-૩-૧૮૩૬
મૃત્યુ: ૭-૮-૧૮૮૮ } આયુષ્ય ૫૨ વર્ષનું.

દલપતરામ : ૧૮૨૦ થી ૧૮૯૮ : આયુષ્ય ૭૮ વર્ષનું. ૧૮૭૯ માં વાનપ્રસ્થ.

નર્મદાશંકર: ૧૮૩૩ થી ૧૮૮૬: આયુષ્ય ૫૩ વર્ષનું.

ઇ. સ. ૧૮૪૮ માં દલપતરામ અમદાવાદ આવ્યા ને ઇતિહાસસંશોધન આરંભાયું; ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ. નવો યુગ બેઠો.

ઈ. સ. ૧૮૫૨ માં વૈષ્ણવ કવિવર દયારામભાઇનું વિદેહ થવું ને જૈન કવિ શ્રી વીરવિજયજીનું અવસાન. જૂનો યુગ પૂરો થયો.

૧૮૪૮ ને ૧૮૫૨: ગુજરાતી સાહિત્યના મધ્યયુગ ને અર્વાચીન યુગના સીમાસ્થંભ સમી એ બે સાલો છે.

વર્તમાન યુગનું પહેલું પ્રકરણ, ૧૮૪૮ થી ૧૮૮૬ પર્યન્તનું. દલપતનર્મદનો એ યુગ: ૪૦ વર્ષનો; જો કે છેલ્લો

દાયકો-૧૮૭૯ થી ૧૮૮૯ ઓસરતા જુવાળનો. પુસ્તકોદ્વારા ક્‌વ્હાંક ક્‌વ્હાંક ને માસિકોદ્વારા નવા તારલાઓ ઉગી ચૂકયા હતા.

નવલગ્રન્થાવલિના ઉપોદ્‌ઘાતમાં ૧ લે પાને ૨જી કંડિકામાં ગોવર્ધનરામભાઈ લખે છે, કે

"નવલરામના મૃત્યુથી ગુજરાતના સાક્ષર વર્ગના ઈતિહાસનું એક પુસ્તક પૂરૂં થયું છે, એમ કહીએ તો ચાલે. ત્રીશેક વર્ષ ઉપર મુંબાઈમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ અને (ચાલીશેક વર્ષ ઉપર) અમદાવાદમાં ગુજરાત વર્નાકયુલર સોસાયટી અને (પચ્ચીશેક વર્ષ ઉપર) ધર્મસભા સ્થપાઈ. તે ત્રણે સભાઓમાંથી માસિક ચોપાનિયાં, તે સભાઓનાં વાજાં પેઠે, વાગવા માંડયાં. અમદાવાદમાં કવિ દલપતરામના રાગ નીકળવા માંડયા, અને તે રાગ ચારે પાસ ઝીલાવા માંડયા. મુંબઈમાં કવિ નર્મદાશંકર, મુંબાઈના સમુદ્ર પેઠે, ઉછળવા લાગ્યા, અને તેના રસતરંગમાં મુંબાઈગરી પ્રજા ન્હાવા લાગી. ધીમે ધીમે અમદાવાદ અને મુંબાઈ સાક્ષરપદ્ધતિમાં સંગમ પામ્યાં, એકરસ થયાં, અને અન્તે એ (મુંબાઈની) અતિ વેગવાળી ભરતીનો ઓટ થવા લાગ્યો. ઘણાક ગ્રન્થકારો ધીમે ધીમે આ રણુજંગમાંથી નિવૃત્તિ પામ્યા છે, કેટલાક વક્તાઓના વર્ગમાંથી નીકળી શ્રોતાવર્ગમાં ભળી જઈ નવી પ્રજાના ઉર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાય છે, અને બાકીના ગ્રન્થકારો પોતના પ્રથમ મતને વળગી રહી, અથવા બદલી નાંખી, લખતાં લખતાં સર્વભક્ષી યમરાજની અનન્ત મુખગુફામાં લીન થઈ ગયા છે. આ સર્વ વર્ગમાંથી એક અથવા બીજામાં ગણત્રી કરવા યોગ્ય નામો આંગળીને વ્હેડે ગણાઇ રહે એમ નથી, અને

તેમના અગ્રેસરોનાં નામ ગણતાં આનન્દ અને સ્વાભિમાન થયા વગર રહેનાર નથી. કવિ દલપતરામ, વ્રજલાલ શાસ્ત્રી અને તેમના ભાઈ છોટમલાલ, રાવબહાદુર નંદશંકર તુળજાશંકર, રા. મનઃસુખરામ સૂર્યરામ અને રા. રણછોડભાઇ ઉદયરામ, કવિ હીરાચંદ કહાનજી, રા. ઝવેરીલાલ ઉમિયાશંકર, રાવસાહેબ મહીપતરામ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ, બુદ્ધિવર્ધકના તંત્રી રા. દલપતરામ ખખ્ખર, ડાંડિયાના તંત્રી ગિરધરલાલ દયાળદાસ કોઠારી, કરસનદાસ મૂળજી, અને માણેક અને ગુલાબના કર્તા રા. નગીનદાસ તુલસીદાસ, કવિ રણછોડ ગલુરામ, 'કવિ સવિતાનારાયણ, (પ્રતાપ નાટક મહાભારત વિ. ના કર્તા કવિ ગણગણપતરામ રાજારામ, વડોદરાના રાજકવિ થવાના હતા તે કવિ બુલાખીરામ ચકુભાઈ) અને બીજા અનેક ન્હાનામ્હોટા તારાઓનો પ્રકાશ ઘણાં વર્ષથી ગુજરાત ઉપર જૂદે જૂદે પ્રસંગે જૂદે જૂદે રૂપે ઝળકી રહ્યા હતા, અને હજી ત્હેમાંના કેટલાક નિવૃત્ત થઈને પણ પ્રસંગે પ્રસંગે, બુધના તારા પેઠે, કોઈ કોઈ વખત દેખા દે છે. પરન્તુ ત્હેમનો પ્રકાશ ઘણુંખરૂં તો લોકને અદશ્ય થયા જેવો છે. * * * હવે એ વર્ગના ગ્રન્થકારો નવી વાણી બોલતા બંધ થઈ ગયા છે. તેટલી જ ત્હેમની વાણીથી આપણે સન્તોષ માનવાનો છે. આપણા સાક્ષર વર્ગના ઇતિહાસનું એક પુસ્તક પૂર્ણ થયું છે; બીજું પુસ્તક તો જે હવે રચાય તે ખરૂં !"

આપણા નવયુગનું એ પહેલું પ્રકરણઃ દલપતનર્મદનો એ યુગઃ ૧૮૪૮ થી ૧૮૮૬.

પછી બેઠો ગોવર્ધનયુગઃ વર્તમાન યુગનું એ બીજું પ્રકરણ ૧૮૮૭ થી ૧૯૦૧–૦૨.

૧૮૮૭—૮૮—૮૯ મા સરસ્વતીચન્દ્ર, કુસુમમાળા, વસન્તવિજય પ્રકાશ્યાં.

તે પહેલાં દલપતનર્મદના આથમતા દશકમા, મણિલાલ નભુભાઈ, ડૉ. હરિ હર્ષદ ધ્રુવ વિ. થયા દિ. બ. કેશવ ધ્રુવ તો આજે–૧૯૨૪ માં યે–કાંઇક કાંઇક કરી રહ્યા છે.

૧૮૯૧ માં સર રમણભાઇ જ્ઞાનસુધાની ને પ્રાર્થનાસમાજની બાપૂકી ગાદીએ આવ્યા.

૧૮૯૨ માં કલાપીનો કેકારવ આરંભાયો.

૧૯ મી સદીના સમાપ્તિકાળમા ઘણા અગ્રણી સાક્ષરોના અવસાન થયાં. દલપતરામ, મણિલાલ નભુભાઈ, કલાપી, બાળાશંકર, ડૉ. હરિ હર્ષદ ધ્રુવ.

૧૯૦૦ માં કલાપીના કેકારવની પૂર્ણાહુતિ થઇ.

૧૯૦૧ માં સરસ્વતીચન્દ્રના ગોવર્ધનપુરાણની પૂર્ણાહુતિ ઉજવાઇ.

એ વર્તમાન યુગનું બીજું પ્રકરણઃ એ ગોવર્ધનયુગઃ ૧૮૮૭ થી ૧૯૦૧–૦૨.

૧૮૯૮ માં જ્ઞાનસુધામાં વસન્તોત્સવ છપાયો ને એ સાલમાં ડોલન શૈલીનો જન્મ થયો. મિ નરસિંહરાવની સખ્ત વિરોધી ટીકા થઇ. ૧૯૦૩ મા કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો પ્રકાશન પામ્યો. સદી બદલાઇ, વીસમી સદી બેઠી.

સાહિત્યના વર્તમાન યુગનુ ત્રીજું પ્રકરણ મંડાયુ.

ત્રીજા યુગમા ખબરદાર ને કનૈયાલાલ મુનશી

એ ત્રીજું પ્રકરણ હજી પૂરૂ થયુ છે ? ન્હાનલ હજી સાહિત્યને પૂર ભાવથી સેવે-ઉપાસે છે.

ભાઇ કનૈયાલાલે ને કવેં શારદાપીઠના સંચાલકોએ એ ત્રીજા યુગને ન્હાનાલાલ યુગ ભાખ્યો છે.

આપણા નવસાહિત્યના એ યુગખંડો.

દલપતનર્મદનવલના સમયનો ઈતિહાસ અદ્‌ભુત હતો.

નવ યુગની ઉષાનો ઇતિહાસ પૂરો લખાયો નથી, લખાયે અજબ લાગશે.

૧૮૫૪ માં નવકેળવણીનો ખરીતો આવ્યો. ૧૮૫૬ માં વિધવાપુનર્લગ્નનો કાયદો થયો. દલપતનર્મદને એ સમીરણોએ ડોલાવ્યા.

પછી કેશવ ચન્દ્ર સેનની ગર્જનાઓ ગાજી. દલપત-નર્મદને એની અસર નહી.

પછી તાડુકયા સ્વામી દયાનન્દ સરસ્વતી. નર્મદને એમની અસર ખરી.

ગોવર્ધનયુગમાં કોગ્રેસનો જન્મ ને વિકાસ થયો. ૧૯૦૨ ના ડિસેમ્બરમાં અમદાવાદની પહેલી કોગ્રેસ ભરાઇ. દિલ્હી દરબારને તમાશો કહેનાર સરસુરેન્દ્રનાથ બેનરજી પ્રમુખ હતા.

સરસ્વતીચન્દ્ર—એક રીતે અને કેટલેક અંશે—એ વાતાવરણનું પુરાણ છે.

પછી વીસમી સદી બેઠી. છપ્પનિયો પડી ગયો. ૧૯૧૧ ની આખર સૂધી બંગભંગની ઝુંબેશ ચાલી. યુનિવર્સિટિ બીલ આવ્યુ. લોર્ડ કર્ઝને પ્રજાને જુઠ્ઠી કહીને છેડી, ને જગાડી; ચમકાવી.

પ્રથમ દાયકામાં રણજિતરામ ઝળકયા. સાહિત્યપરિષદ, કેળવણીપરિષદ, જયન્તીઓ, પ્રાન્તીય અસ્મિતા, પ્રાચીન લોકગીતોનો નવસંગ્રહ; એ રણજિતસંભારણાં.

૧૯૧૪માં યૂરોપનો મહાસંગ્રામ જાગ્યો; ૧૯૧૪ માં ડૉ. એસન્ટની હોમ રૂલ લીગ સ્થપાઇ ને ગુજગતે ઘૂમી.

એ પૂર્વે, ૧૯૦૩ માં, ૧૯૦૫ માં, ૧૯૧૧ માં, ન્હાનાલાલની રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ પ્રગટ થઈ હતી.

૧૯૧૫ માં ભાઈ મોહનદાસ હિન્દમાં આવ્યા.

૧૯૧૮ માં ઇંગ્લિશ પાર્લામેન્ટમાં હિન્દની ડોમીનિયન સ્ટેટસનુ બીલ મૂકાયું.

૧૯૨૦માં અસહકાર ભભૂકી ઉઠયો. સામાજિક ઔદ્યોગિક રાજદ્વારી ચળવળોનો શંભૂમેળો જાગ્યો. મોહનદાસ મહાત્મા થયા.

એ ચળવળમાં રાષ્ટ્રીય સાહિત્યનો ધોધ વહ્યો. ઘણું લાગે છીછરૂ; આછા અભ્યાસનું; ન્યૂસપેપરિયા; ક્ષણિક; કોક જ ચિરંજીવી.

બધા દેશોમાં એમ હશે ? એ ગાધીસંપ્રદાયનુ સાહિત્ય; ધાંધલિયું ને ચળવળિયું.

મિલ્ટનનું અમર કાવ્ય મિલ્ટન ક્રોમવેલના સેક્રેટરી હતા એ Revolution ના યુગમાં નથી લખાયું. રેવોલ્યૂશન પૂરી થયે, બીજો ચાર્લ્સ પાછો ગાદીએ આવ્યા પછી, રેસ્ટોરેશનના આદિમાં પેરેડાઈસ લોસ્ટ લખાયું.

અન્તરનું સ્વાસ્થ્ય, સુમનસ્વ,–not agitation–ચળવળ નહી–ઉત્તમ કાવ્યોની, મહાકાવ્યોની એ કાવ્યઋતુ છે.

મ્હારા પુણ્યકન્થા નાટકના ભૂતપૂર્વ અર્પણમાં દેશનેતૃત્વ સફળ થયે જગતનેતૃત્વ સ્વીકારવાની ભાઇ મોહનદાસને વિનતિ કરી હતી; ઇ. સ. ૧૯૨૧ માં.

આજે, ૧૦ ઓગસ્ટ ૧૯૨૪ માં તો મોહનદાસભાઇ સ્વયં પોતાને દેશનેતા મટી પક્ષનેતા કહે છે. જેલમાં જતાં પૂર્વે ઉદાર પ્રજાનેતા હતા. કહેતા કે મોડરેટોને અપનાવજો; ઈંગ્રેજોને શ્રદ્ધા નથી, શ્રદ્ધા જન્માવજો. જેલમાંથી આવીને આજ કહે છે કે સ્વરાજ્યપક્ષને પણ કમિટિઓમાંથી હાંકી કહાડો.

જેલમાં ગયા તે મોહનદાસ જૂદા હતા; જેલમાંથી આવ્યા પછીના મોહનદાસ જૂદા છે. ત્ય્હારે પ્રજાનેતા હતા; આજે પક્ષનેતા છે. પોતે જ એ કબૂલ કરે છેઃ કોંગ્રેસનું પ્રમુખપદ ન સ્વીકારવાનાં કારણોના લેખમાં.

ઉપરનાં કારણોથી બંગભંગ ને તે પછીની ચળવળોને ઝીલતું ચિરંજીવ સાહિત્ય ગુજરાતીમાં નથી જન્મ્યું. પરિણામે સાક્ષરો ને પ્રજાવર્ગ વચ્ચે અન્તર વધેલું છે.

આજે તો નિજનિજની સાક્ષરત્વની વાડીઓ રોપાઇ છે.

સાહિત્યે પ્રજાહાકલ ન ઝીલાવાનું બીજું કારણ એ છે કે ઘણાખરા અગ્રણી ગણાતા સાક્ષરો સરકારી નોકરો છે.

અને ત્રીજું કારણ છે અહંભાવી અસહકારનો સાક્ષરતાનો અનાદર. કાકા કાલેલકર, નરહરિ પરીખ, પ્રો. સ્વામીનારાયણ રાજીનામાં આપી વિદ્યાપીઠમાંથી વિદાય થયા છે.

તાજેતરમાં રાષ્ટ્રીય કેળવણી પરિષદ અમદાવાદમાં મળી હતી. પાઠ્ય પુસ્તકો રચાવવાનો ઠરાવ આવ્યો. સાક્ષરોને

પાઠ્ય પુસ્તકો દાખલવાનો સુધારો રદ ગયો: ભલે. અસહકારી સાક્ષરોને બતાવવાં એમ સુધારાને યે સુધારી મંજુર નથી કર્યો.

ચોથું કારણ આપણા પ્રાન્તે Political Science ના અભ્યાસીઓ અસહકારનાં અગ્રણીઓ નથી. ઘણે ભાગે એ છે ધાંધલિયા ને ચળવળિયા, Upstarts, દૂધના ઉભરા જેવી લાગણીના, પૂરના ઘોડા. અગ્રણીઓ છે ગુજરાતી સાહિત્યના અનભ્યાસીઓ.

એટલે અભ્યાસ કે ઇતિહાસ, જૂનું કે નવું સાક્ષરત્વ: એમની અસહકારને કીંમત જ નથી.

એમ આપણે ત્હ્યાં અસહકાર ને સાક્ષરજગત્ જૂદાં પડયાં.

અને સમસ્ત હિન્દના ઇતિહાસને વિસારી ગુજરાતનો કે ગુજરાતી સાક્ષરતાનો ઈતિહાસ નહી રચાય.

જગતપ્રવૃત્તિઓને અને જગતનાં મહાબળોને પણ નવપ્રજાના ઘડતરને અવસરે વિચારવાં પડશે.

### ૩. જીવનપ્રસંગો

અભ્યાસાશ્રમ સમાપ્ત થયે ને ગૃહસ્થાશ્રમ આરંભ્યા પછી નવલજીવનનાં ત્રણ પ્રકરણો પડે છે.

૧ લું પ્રકરણ, સૂરતનું; ૧૮૬૩ થી ૭૦.

૨ જું પ્રકરણ, અમદાવાદનું; ૧૮૭૦ થી ૭૬.

૩ જું પ્રકરણ, રાજકોટનું; ૧૮૭૬ થી ૮૮.

નવલરામ અનેકદેશી હતા, અને અનેક રીતે નવલજીવન વિચારાય: અભ્યાસક, વિવેચક, સાહિત્યઉપાસક, શિક્ષક.

સહુ જીવનકલાઓમાં નવલરામના બે તરી આવતા ગુણો હતા: એ લોકપરીક્ષકની કપરી આત્મનિરીક્ષા ને આત્મપરીક્ષા.

ઉછાળારૂપ ઇશ્વરચમત્કાર ઉપર વિચાર તેને ઠેકાણે ઉભરાય છે.

પ્રીતિ દેવીને દેહરે પૂજારી પાપી મનોજ;

તે તો દેશે કયમ પૂજવા ? જેની જોડે જુદ્ધ રોજ.

* * * *

જા, શંકરશત્રુ રે ! કોપ તું, દુઃખ દે તુજથી જે દેવાય;

તાપે આપે રસ મીઠરો, આંબો આમલી નવ થાય.

* * * *

જે ગ્રન્થકારોનાં અંતઃકરણ અને ચરિત્ર બેધડક ઉઘાડાં મૂકી શકાય, જેમને કાંઇ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઇ નાંખવા અને વધારે સ્વચ્છ રહેવા માટે તેમણે કરેલા મહાપ્રયાસની કીર્તિ ગાતાં અંતે વિજય જ વર્ણવવાનો છે, એવા સૌની જીવનકથા સાધુકીર્તન જેવી છે અને તે લખવા-વાંચવા પામનારને આનંદનું કારણ છે. આવાંજ કારણોથી નવલરામનું આત્મમંથન અતિશય પ્રીતિકર છે. બુદ્ધિ અને સદ્‌ગુણ ઉભયનો યોગ સોના અને સુગન્ધના યોગ જેવો કોને નહી લાગે ?"

નવલરામનો આંબો એમ આમલી ન થયો.

"આપણા કેટલાક વિદ્યાર્થીઓ હાલમાં લખવા માંડે છે તેની સાથે જ બિચારા આખા હિન્દુસ્થાનને પોતાના મગજમાં ચોળી નાંખે છે. × × × આખા હિંદુસ્થાનની વર્તમાન દશા મને માલમ છે એવું કહેનાર માણસો મુંબઈના કોટ-બ્હારકોટ વચ્ચે (અને અન્ય જાહેર સભાઓમાં) ભાષણ કરનારાઓમાંથી મળી આવશે ! અને એ દેશનું ભવિષ્ય પારખવું એ તો સઉથી સમજાય એવી વાત ગણાય

છે. × × સદ્ભાગ્યે નવલરામનો આત્મમન્થનકાળ પુરુષાર્થની સડક પર પડયો."

"૧૮૬૯ ની સાલ અસ્ત પામતાં એટલે ચોત્રીસમું વર્ષ પૂરૂં થતાં નવલરામનો આત્મમંથનકાળ પણ અસ્ત પામ્યો. પાંત્રીશમા વર્ષથી એમનો ઇતિહાસ જૂદો રંગ પકડે છે."

૧૮૭૦ માં નવલરામ સવાસો રૂપીઆને પગારે અમદાવાદ ટ્રેનિંગ કોલેજના વાઇસ પ્રિન્સિપાલ નિમાયા, ને એ એ જગા ઉપર ૧૮૭૬ સૂધી રહ્યા.

નવલરામભાઈ પોતાની નોંધપોથીમાં નોંધે છે કેઃ 'સુરત કરતાં અહીંયાં થોડા તરંગ ઉઠે છે એ વાત તો ખરી. × × હવેના તરંગ તો ખરૂં કહીએ તો તરંગ નથી, પણ Sober બુદ્ધિની ચોટ છે."

અમદાવાદમાં નવલરામની સાક્ષરકીર્તિ બન્ધાઈ ચૂકી.

"અમદાવાદમાં લખી છપાવેલાં વિવેચનો ઉપયોગી છે. એ વિવેચનોમાં નવલરામની વિવેકશક્તિ ઘડાય છે અને કસાય છે."

અમદાવાદમાં મેઘદૂતનું ભાષાન્તર થયું ને બાળલગ્ન બત્રીશી રચાઇ.

પછી ૧૮૭૬ ના ડિસેમ્બરમાં રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ નિમાયા, ને અન્તકાળ સૂધી ત્યહાં રહ્યા. બારેક વર્ષ રાજકોટમાં ગાળ્યા.

'સ્વભાવ ઠરેલો થાય છે, કાર્યપ્રકાશનો ઉદય થાય છે.' ગો. મા. ત્રિ. 'સૂરત કરતાં અમદાવાદનું, અને અમ-

દ્યાવાદ કરતા રાજકોટનું લખાણ વધારે કરેલ છે.' 'ઘણે અંશે ગ્રન્થપરીક્ષા' કીધી છે.'

૪. નવલરામ પ્રધાનતઃ વિવેચક

ગુજરાત નવલરામને સંભારે છે સાહિત્યના અવલોકનકારોના સમ્રાટ તરીકે. નવલગ્રન્થાવલિનો આખો યે બીજો ભાગ અવલોકનોનો સમુચ્ચય છે. એ ગાદી તે પછી સૂની છે.

'ગ્રન્થકાર કરતાં ગ્રન્થપરીક્ષકનું કામ વધારે રહેલું નથી.' ગો મા. ત્રિ.

નવલરામભાઇ પછી સુદર્શનગદ્યાવલિમાં કેટલાંક વિવેચનો લખાયા છે, કવિતા ને સાહિત્યમા કેટલાક વિવેચનો છે, નરસિંહરાવનાં અભ્યાસઅંકુરો છપાયા છે. એમાંથી કોઇ નવલગ્રન્થાવલિમાનો બીજો ભાગ નથી. મણિલાલ રમણભાઇ કે નરસિંહરાવ નવલરામ નથી.

બળવન્તરાયની વિવેચનાઓ' તો Failed authorના અળખળતા હૈયાના અખાળાઓ છે.

૬. સાહિત્યવિવેચનાની યે નિરનિરાળી શૈલીઓ છે.

સંસ્કૃત વિવેચનશૈલી ભાષ્યશૈલી છે. ફિલસુફીનાં ભાષ્ય, ત્હેવી સાહિત્યમા મલ્લીનાથની ભાષ્યશૈલી; माघे मेघे गतं वयम्. ગુજરાતીમાં ગો. મા ત્રિ. નો દયારામનો અક્ષરદેહ અને સરસ્વતીચન્દ્રમાનો મહાભારતનો અર્થવિસ્તાર એ બે એ ભાષ્યશૈલીના આપણા નમૂના છે.

મણિલાલ દ્વીવેદીની ને ઉત્તમલાલ ત્રિવેદીની Apologetic School નો એમાં સમાવેશ થાય.

ખ. ઇંગ્રેજી વિવેચનશૈલી ત્રિવિધની છે. ૧૮મી સદીની: Johnsonian: Ip se Dictism—બાબાવાક્યં પ્રમાણમ્. કવિતાની પોતે વ્યાખ્યા બાંધે, રસશાસ્ત્રના પોતે નિયમો રચે; પછી તે સ્વયં પાડેલાં ચોગઠાંઓમાં કવિઓ ને હેમની કવિતાઓ કેવીક ગોઠવાય છે એ પારખવું; તે ૧૮ મી સદીની ઇંગ્રેજી વિવેચનશૈલી. ગુજરાતમાં એ પદ્ધતિ રમણભાઇની. ગુર્જર સાહિત્યની એમની પરીક્ષાનાં હસનીય પરિણામોના નમૂના સર્વવિદિત છે. રમણભાઇ ૧૮૯૩ માં લખે છે કે ગુજરાતી કાવ્યસાહિત્યના ખારા સાગરમાં મીઠી વીરડી એક કુસુમમાળા છે. અને કહે છે કે નરસિંહમીરાં નહી, ભોળાનાથભાઇ ગુજરાતના સર્વશ્રેષ્ઠ ભક્તકવિ થઇ ગયા.

મિ. નરસિંહરાવનાં થોડાંક વિવેચનો છે; પણ તે એ જ પદ્ધતિનાં. મ્હારામાંથી લીધું છે એવાં વાક્યો મંહી વંચાય.

૧૯ મી સદીની ઇંગ્રેજી વિવેચનપદ્ધતિ નિરાળી છે. સ્ટૉફર્ડ બ્રુક, પ્રો. ડાઉડન, ટોડહન્ટરની એ શૈલી. Studies: Analysis, synthesis, exposition ની એ વિવેચનપદ્ધતિ. મ્હારી સાહિત્યવિવેચનાઓ એ માર્ગની છે; મ્હોટે ભાગે Studies—અભ્યાસમન્થન છે.

અને ૨૦ મી સદીની શૈલી છે Propagandists ચળવળિયા—ધાંધલિયાઓની. સાહિત્યકારો ને ટીકાકારો સહુ પોતપોતાના Propagandaનાં ગીત ગાય. 'કૂતરૂં ખેંચે ગામ ભણી ને શિયાળ ખેંચે સીમ ભણી:' એવી પક્ષવાદની શૈલી ૨૦ મી સદીની.

યૂરોપમાં, ઇંગ્લાંડમાં, હિન્દમાં, ગુજરાતમાં—બધે આજ એ પક્ષવાદશૈલી પ્રવર્તે છે. અન્ય સાહિત્યને વર્જીને આન-

ન્હશંકર કે રમણભાઈ નરસિંહરાવ માટે જ લખે-બોલે; બળવન્તરાય ઠાકોર કાન્તમાળા જ છપાવે; સાહિત્ય ખબરદારનો જ મંદવાડ છાપે, સૌરાષ્ટ્ર બોટાદકરની જ કથા અંકોની પરંપરામા પૂર્યે જાય એ સહુ પક્ષવાદ છે. એમનું Perspective જ પક્ષવાદનું.

ત્રિભુવન પ્રેમશંકર-મસ્ત કવિનુ અવસાન થયુ. નવજીવનમા તો નોંધે શેની હોય! એમને સાહિત્યની શી પડી છે? સૌરાષ્ટ્રમા ત્રણ લીંટી હતી!

અસહકારીઓ ઇતિહાસ ભૂલ્યા છે. પોતાના જ પુરોગામીઓ સાથે જાણે એમનો અસહકાર છે. દલપતરામની હુન્નરખાનની ચ્હડાઇ, દાદાભાઇની Drain Theory, કાંટાવાળાની સ્વદેશીની ચળવળ, દયાનન્દીઓનો અન્ત્યજોદ્ધાર, દયાનન્દની ડો બેસન્ટની દક્ષિણીની બંગાળીની રાષ્ટ્રીય કેળવણી, દાદાભાઇનો સ્વરાજ્યમન્ત્ર કે ડો. બેસન્ટનો Home Rule ટકાર એ ઇતિહાસ અસહકારીઓને સાભરે છે?

પુરોગામીઓની ગુણપૂજાથી ચળવળિયાઓની ચળવળ વધે કે ઘટે? યશસ્વી વંશનાંમુ સંભારતા ખાનદાની ઘટે તો નહી, પણ Originality નો દાવો ખોવાય ખરો.

અસહકારના એક 'દેવી' છે મ્હારી પાસે નવા કાવ્યો ચળવળને અંગે લખાવવાને આવ્યાં. મ્હેં પ્રશ્ન કર્યો પૂર્વે લખાયેલી કવિતાઓનો શો સદુપયોગ થયો છે તે દાખવો, પછી નવી કવિતાઓ લખી આપુ. નવી કવિતાઓની યે જૂનીના જેવી દશા થાય.

અસહકાર વર્તમાન ગુણીઓનો સહકાર વાછતો નથી કે અસહકારમાં પુરોગામીની ગુણપૂજા નથી અસહકારનું એ

નુગરાપણું છે. અનુદારતાની પરાકાષ્ટા છે ત્હાં. 'મહાત્મા' ન બોલે તો કોનફરન્સમાં બોલવા યે ન દે. ઘણા મુદ્દાઓમાં સ્વરાજ્યવાદીઓ સાથે અસહકાર એકમત છે, એક મુદ્દામાં મુખ્યત્વે મતભેદ છે; તો કહે છે સ્વરાજ્યવાદીઓને કમિટિઓમાંથી હાંકી કહાડો.

આર્યસમાજની અનુદારતા ને અસહિષ્ણુતાની ટીકા કરે છે ને અસહકાર મ્હોં મચકોડે છે, ત્હારે તો જાણે ચારણી કરબડાને હસતી લાગે છે.

ગ. ગુજરાતી વિવેચનાઓ. ગુજરાતી વિવેચકો ને વિવેચનો વિશે ઉપર અંગુલિનિર્દેશ કીધો છે.

ગોવર્ધનભાઈનાં બે ભાષ્ય છેઃ દયારામનો અક્ષરદેહ ને મહાભારતનો અર્થવિસ્તાર. ને બે Studies છે નવલરામનું જીવનવ્રત ને Classical Poets of Gujarat.

શા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યનુ સરસ્વતીચન્દ્રનું અવલોકન જાણીતું છે.

કાન્તનું સિદ્ધાન્તસારનુ અવલોકનઃ સુન્દર ને કલાયુક્ત છે.

રમણભાઇનું વિભાવરીસ્વપ્નનુ અવલોકન પક્ષાપક્ષથી પર છે. નવલરામભાઇ પછી આવા ગણ્યાગાઠયાં અવલોકનો સંભારવા જેવા છે.

બળવન્તરાય ઠાકોરનાં વિવેચનો–ઘણે ભાગે–Failed author વાળી ઇંગ્રેજી લોકોક્તિ સ્મરાવે છે. ભવિષ્યનું એમનું ગ્રન્થપ્રકાશન આ અભિપ્રાયને ખોટો પાડશે તો તેથી હુ રાજી થઇશ. બાણ ભટ્ટ માટે એમણે ઉચ્ચારેલા શબ્દપ્રયોગો એમને માટે કો ઉચ્ચારે તો કહેશે ગાળો દે છે.

મ્હારો ને એમનો રાજકોટમાંનો પહેલો સાહિત્ય-વિષયક મતભેદ કહું. રાજકુમાર કૉલેજમાંનો ૧૯૦૫ માંનો પ્રસંગ. ગુજરાતીનાં અભ્યાસક્રમનાં પુસ્તકો નક્કી કરવાનું પ્રિન્સિપાલે અમને સોપ્યુ. મ્હારો સિદ્ધાન્ત કહ્યો કે કુંવરો કૉલેજ છોડે તે પહેલાં નવી કવિતાની ઝાંખી કરીને જાય; અને એ કારણે કુસુમમાળા શીખવવી. મિ. ઠાકોર કહે, ઝવેરીલાલભાઈનુ શકુન્તલાનું ભાષાન્તર શીખવવું. મિ. ઠાકોરે પ્રશ્ન મ્હને પૂછયો કે શાકુન્તલ કરતાં કુસુમમાળા મ્હડે ? કહ્યું, ના; પણ ઝવેરીલાલભાઈના ભાષાન્તર કરતા કુસુમમાળા મ્હડે. અન્તે અમે એકમત ન થયા ને પોતપોતાના વર્ગોને માટે પુસ્તકો પસંદ કીધાં. મિ. ઠાકોરે ઝવેરીલાલભાઇનું ભાષાન્તર શીખવ્યુ. પરિણામે પોતે શાકુન્તલનુ નવું ભાષાન્તર કીધું !

સાક્ષરી અભિપ્રાયોની એ કથા.

આથી યે હલકો વર્ગ છે ભાડુતી ટીકાકારોનો, માસિકોના માલિકો કહે ત્હેવાં તરફેણનાં કે વિરૂદ્ધના અવલોકનો લખનારનો. એવાઓના અભિપ્રાયોને પ્રજા લેખકના યે મત માનતી નથી. એવા ખરીદેલાં–વેચાતી લીધેલાં અવલોકનોને પ્રજા ઓળખી જાય છે. એલફિન્સ્ટન કૉલેજમાં ‘ ભણકાર ’ ભણાવતા એમ કહેવાય છે કે ‘ આ તો ત્હારા કાકાના માથા જેવુ ચરણ છે,’ ‘ આતો ત્હારા કાકાના પેટ જેવી કડી છે ’ ત્રણેક દાયકા પ્હેલાની એલફિન્સ્ટન કૉલેજમાંની ગુજરાતી સભામાનો એક પ્રસંગ છે કાશીરામ દવે, સર રમણભાઇ, ને દલપતરામનો. દવે સાહેબે કહ્યું હતું કે

ખરાબ નમૂનાઓ દલપતકાવ્યમાંથી કેમ ? સારા નમૂના નર્મસિંહરાવ ને પ્રાર્થનામાળામાંથી કેમ ? ક. દ. ડા. ના સારા નમૂના નથી શું ? કાશીરામ દવેવાળી એ રમણભાઈની વિવેચનશૈલી એક :આંખ મીંચેલી જ રાખવી; Historical perspectiveની શૂન્યતા.

ટીકાખોરોના મ્હારા અનુભવો કહું ? કહેવાને લલચાઉં છું, પણ નહી કહું.

પણ મ્હારો સિદ્ધાન્ત કહીશ. એક જણે કહ્યું કવિ ! આ તો છેક જ ટીકાકારની ભૂલ છે; ઉત્તર આપો. કહ્યું: ના; લેખકનો એ કર્તવ્યધર્મ નથી. વીશ વર્ષ આપીશ, પચ્ચીશ–પચ્ચાસ વર્ષ આપીશ. ને પછી ? આજે વ્યાસ-વાલ્મીકિ ક્ય્હાં ઉત્તર આપવા આવવાના હતા ?

ટીકા વાંચવી, વિચારવી; સારભાગ સ્વીકારવો, અસારભાગ તજવો, ચર્ચામાં ન ઉતરવું; મળે ત્ય્હારે ખુલાસો પૂછવો કે કરવો: મ્હોટે ભાગે મ્હારી એ રીત છે.

ખોટ્ટામાં ખોટ્ટી ટીકાનો યે પ્રધાનતઃ અનુત્તર; પ્રજામત ન્યાયાધીશ: આજનો જ નહીં, ભવિષ્યના સૈકાઓનો પ્રજામત એ જ સાહિત્યનો સાચ્ચો ન્યાયાધીશ: એ મ્હારાં પ્રધાન મન્તવ્યો.

## ૫. વિવેચકની ગુણસામગ્રી

'આ દેશના તેમ પરદેશના સર્વ વિદ્વાનોનો મત એવો છે કે ગ્રન્થપરીક્ષા એટલે ગ્રન્થમાં સારૂં શું છે તે જાણવું ને જણાવવું. × × આનો અર્થ એવો નથી કે

પરીક્ષક દોષ જૂવે પણ નહી, અને દેખાડે પણ નહી. પણ એ તો ગુણને અંગે દોષ જૂવે છે.” ગો. મા. ત્રિ.

વિવેચકની ગુણસામગ્રીમાં અનેક ગુણોનો સંચય હોય ત્ય્હારે વિવેચના શોભે.

સમતુલા વ્રતઃ મૈત્રીનો, સગપણનો, સિદ્ધાન્તનો, પક્ષવાદનો, Prejudiceનો, Predilectionનો, વા યે ન નાવા દેવો વિવેચકનો એ પ્રથમ ગુણ.

Open mind: ખુલ્લાં અન્તર્દ્વારઃ ન્યાયાધીશની પેઠે છેલ્લી ઘડી સૂધી સંકોચિત દિલ નહી, બન્ધ કબાટ નહી. Short-sighted ન થવું સર્વે ઇન્દ્રિયોના દ્વાર સદા ઉઘાડા, એ વિવેચકનો બીજો ગુણ.

Sympathy: એ વિના તો આંખોએ પડળ ને અન્ધારાં રહે.

Knowledge: પોતાના જ્ઞાનભંડારની વિશાલતા. વિવેચનાના વિષયના આંકડા યે ન આવડે, તો તુલના કય્હાંથી થાય ?

Progressiveness:-વર્ધંતના વહેવા સાથે વધવું જોઇએ. રમણભાઇ-નરસિંહરાવ ત્હેમના જમાનામાં-૧૮૮૮માં આગળ હતા, આજે છેક પાછળ છે. કેટલાક કહે છે કે ‘સ્વદેશાભિમાન’ શબ્દથી યે અભડાય. સનાતનીઓથી યે અધિકા સ્થિતિસ્થાપક. Progressive ભાવનો ઉણપ

‘રસવિવેક’ આછામા આછી રંગછાયાઓ પારખવી ને સ્હમજાવવી હીરામોતીના ઝવેરીઓથી યે ઝીણવટ દિલ ને બુદ્ધિના હીરાપારખ થતાં આવડવુ જોઇયે.

ઉદારતાઃ ન્હાની ભૂલો જતી કરવી, મ્હોટી ભૂલો છોડવી નહી હાથીની વૃત્તિ, કૂથલીખોરની વૃત્તિ નહી

ઢાલની બન્ને બાજૂ જોવી· એક આખ મીચીને કે બાડી દ્રષ્ટિથી યે ન જોવુ પેલા ફકીરની સદાજાગૃત અવલોકન કરવાની ટેવ રાખવી. બાઠા તો એવડું બગાડે

Historical perspective ને દીર્ઘદૃષ્ટિ· પુરોગામીઓ અને સમકાલીનોને યથાયોગ્ય ન્યાય આપવાને એ ગુણોની આવશ્યકતા.

પરિદર્શનઃ અશદર્શન નહી. બને તેટલી બધી બાજુથી નિહાળવુ, હીરાના બધા યે પાસા પારખવાના હોય

ઉત્તમ ન્યાયાધીશની સકલ ગુણસામગ્રી એ ગ્રન્થપરીક્ષકની ગુણસામગ્રી

૬. નવલરામ વિવેચક

નવલગ્રન્થાવલિ, ભાગ ૨ જો, એ નવલવિવેચનાગ્રન્થ

નવલરામમા ઉપર જણાવેલા ઘણા ગુણો હતા. દાંડી ન્હોતી ડોલી જતી એમ નહી, પણ પાછી તરત ઠરતી.

ઉદાહરણઃ દલપત, નર્મદ, પ્રેમાનન્દ વિશેના નવલરામના આદિ અભિપ્રાયો, ને અન્તિમ અભિપ્રાયો. છેવટે દાંડી ઠરતી.

અનેકદેશી જ્ઞાનભંડાર; વિશાલ વાચન; બ્હોળો અનુભવ, ઊંડી વિચારણા, વારંવાર વાગોળવુ, ઠરેલપણું–સ્વાસ્થ્ય.

કાઠિયાવાડના એક રાજવી આજે વડા બુદ્ધિશાળી છે, પણ લગભગ નિરન્તર Wheels ઉપર–મોટરનાં કે રેલ્વેનાં કે આગબોટના. પરિણામે પોતે ઠર્યા નથી, પ્રજા ઠરી નથી.

નવલરામભાઈમાં એ સમતુલા ક્યહાંથી આવી ? સૂરતમાં હોતી; અમદાવાદમાં કાંઇક બીજ રોપાણું; રાજકોટમાં વેકાસ પામી ને ડોલતી દાંડી ઠરી.

નવલરામભાઇ સમસ્ત ગુજરાતના થયા ત્ય્હારે સમતુલા આવી. સૂરતી નવલરામમાં ન્હોતી; અમદાવાદી નવલરામમાં અંકૂરતી; સૂરતી અમદાવાદી કાઠિયાવાડી–સમસ્ત ગુજરાતના નવલરામમાં એ સમતુલા જામી.

ગો. મા. ત્રિઃ પા. ૬૨–૬૩

એથી વિપરીત દૃષ્ટાન્ત એક જોઇએ. ગો. મા. ત્રિ. નો સમાલોચકમાંનો જોડણી ઉપરનો લેખ; એમાં પોતાના સિદ્ધાન્તોનું મંડન છે. પચ્ચીશેક વર્ષો ઉપર એ લેખ છપાયો હતો.

એ ઉપર પછી મિ. નરસિંહરાવના ટીકાપ્રહાર થયા.

ગો. મા. ત્રિ. એ ઉત્તર વાળ્યો કેઃ ગુજરાતભરમાં એક અમદાવાદમાંના, ત્ય્હાં યે સાંકડી શેરીમાંના, ત્ય્હાં યે લાખા પટેલની પોળમાંના, અને ત્ય્હાં યે એક ઘરમાંના ઉચ્ચાતા ઉચ્ચાર એ જ મિ. નરસિંહરાવને મતે સમસ્ત ગુજરાતના સાચ્ચા ઉચ્ચાર.

એવા ઘરઘોલકિયાઓમાં વિશાલતાની શી આશા રખાય? દેશમાં ફરે, સમસ્ત ગુજરાતના થાય, સૂરતી અમદાવાદી ચરોતરિયાદી કાઠિયાવાડી મુંબઇગરા એ ભેદાભેદથી પર થઇ, એક નગરના નાગર મટી, સમસ્ત ગુજરાતના ગુજરાતી થાય એ નવલરામની ગાદીએ આવી શકે.

## ૭. નવલરામનો અન્ય સાહિત્યભંડાર

નવલગ્રન્થાવલિ, ભાગ ૧ લો, ૩ જો, ને ૪ થો.

ભટના ભોપાળાનો હાસ્યરસ માર્મિક છે. એ છે મોલિયેરનો મોક ડોકટર.

વીરમતી નાટક ભારે છે, ત્હો યે રસિક છે. પણ ટેનિસનના હેરોલ્ડ જેવુ.

મેઘદૂત હતું એ વખતનું એક ઉલ્લાસક ભાષાન્તર મેઘ છન્દની નવયોજના હતી. નવલરામ જેવા ઠરેલને યે નવા છન્દની યોજના આવશ્યક લાગી. મેઘછન્દ ઉલ્લાસક છે, મન્દાક્રાન્તા કરૂણછાયાળો છે.

અકબરબીરબલનો કાવ્યતરંગ તે તો તરંગો છે, ચમત્કાર છે, બુદ્ધિની સમશેરોની પટાબાજી છે. દલપતરામનું અનુકરણ છે.

બાળલગ્નબત્રીશી ને બાળગરબાવળી છે મેથ્યુ આર્નોલ્ડનાં જેવાં કાવ્યો; બુદ્ધિપ્રધાન. એમાં કેટલાંક સારાં કાવ્યો છે; હાસ્ય રસની મંહી છાંટ પણ છે.

નવલગમ કવિ નહીં, પણ રસિક–રસરસિયા હતા. એમનાં કાવ્યો કવિનાં નથી, રસિકનાં કાવ્યો છે.

નવલરામે શાળોપયોગી યે ઘણું કર્યું છે. આજના સાક્ષરોને તો ઘરનાં કામકાજ કરવાં નથી; પાંખ હોય કે ન હોય, આકાશ ઓળંગવાં છે; બાળકો સાથે ખેલવું નથી, તારાઓમાં રમવું છે.

બાળકોને, બાળાઓને, શાળાઓને, શિક્ષકોને સરજનહાર નવલરામભાઈ ન વિસારતા.

૯. ઉપસંહાર

એક પ્રશ્ન પૂછું ? આજના શ્રોતૃગણને? સહુ વિચાર-કોને ? સકલ સંસારને ? અવિચાર્યે ઉત્તર ન આપો તો પૂછું.

હું આશાવાદી છું: સહુ ઇશ્વરવાદી આશાવાદી હોય. છતાં વસ્તુસ્થિતિ આશાવાદને ડગમગાવી નાંખે છે—કોઇક કોઇક વેળા.

આપણે—ગુજરાત ને હિન્દ, ઇંગ્લાંડ ને યૂરોપ—ને જગત્—ઉંચે ચ્હડિયે છીએ; કે નીચે પડીએ છીએ ?

જાય છે ત્હેની જગા કેમ પૂરાતી નથી ?

એ દલપત નર્મદ ને નવલ, એ ગોવર્ધન કલાપી ને કાન્ત: ક્ય્હાં છે આજ ?

ઇંગ્લંડના ૧૮૫૦ થી ૧૯૦૦ સૂધીની અડધી સદીના ગ્રહરાજો: ટેનિસન ને બ્રાઉનિંગ, ડાર્વિન ને રસ્કીન ને મેથ્યૂ આર્નોલ્ડ; કાર્લાઇલ જોવેટ સ્પેન્સર ને માર્ટિનો: ત્ય્હાં યે ક્ય્હાં છે ?

જાય ત્હેનાથી સવાયા આવે તો ઉન્નતિનો યુગ: જાય ત્હેમના ખાડા રહે તે તો અવનતિનો યુગ ને ?

સારા કે ખરાબ, અધૂરા કે ઊણા, ઊંડા છીછરા કે આછકલા, મેરુ જેવડા કે અણુ જેટલા, એ નરસિંહરાવો ને રમણભાઇઓ, એ આણંદશંકરો ને બળવન્તરાય ઠાકોરો, સો વર્ષના થાવ; પણ જશે ત્ય્હારે ત્હેમના યે ખાડા પૂરનાર જુવાનિયા હજી ૧૯૨૪ માં તો ક્ષિતિજ ઉપર ઉગ્યા નથી.

સાક્ષરત્વનાં પાણીની જગતભરમાં ભરતી છે કે ઓટ ? કાળની અંગુલિ દિશાસૂચન કરે છે; ત્હો ય ઓટ મા મન થતું નથી.

છેલ્લી એક વાતઃ ગુજરાતી સાહિત્યની આજની દશાને કેટલાક Republic of Literature માને છે.

એ ખરું છે ?

Republic છે, કે Individualism છે ? Politics માં કે સાહિત્યમાં સ્વરાજ્ય છે, કે અરાજકતા ? સહુ સહુનું સ્વરાજ્ય છે.

દલપતરામની School હતી. આજે એમ Schools પણ છે ? સમર્થ હોય તે જ Schools સ્થાપે. એટલાં યે સામર્થ્ય આજ કેટકેટલાનાં ?

આજની આપણા સાહિત્યમાંની અરાજકતાનું એક કારણ દેશ નવલરામસૂનો છે તે છે.

ગુજરાતી સાહિત્યની આજની સ્થિતિ નવલરામભાઈની ખરી કીંમત ઉચ્ચારે છે.

સાહિત્યની, સંસારની, રાજ્યની, વ્યાપારની સમતુલા દેશે ખોઈ છે. પૂરા ખીલેલા નવલરામ એટલે ગુજરાતનાં સમતુલા ને ડહાપણની મૂર્તિ.

દેશનાં ડહાપણ ને સમતુલા પાછાં આણવાં જોઈશે.

ગીતા ભાખે છેઃ समत्वं योगमुच्यते.

## *પૃથુ શુક્લ

---

### ફૂલપાંદડીનો ઉપોદ્‌ઘાત; ૧૯૨૪

૧

ઉપવનમાં એક ફૂલ ઉગ્યું, ને ફૂલની ફોરમથી ઉપવન ઘમઘમી ઉઠ્યું. બગીચાશાસ્ત્રના પંડિતજી ત્ય્હાં આવી ચ્હડ્યા, ને કહે: 'આ કીયું ફૂલ? અમારી પંડિત-પોથીમાં આનું નામ નથી.' ફૂલની ફોરમે ઉત્તર વાળ્યો: 'કુદરતના મહાગ્રન્થમાં એનું નામ છે. ત્હમારા શાસ્ત્રીય અજ્ઞાને એને ઓળખવું પડશે.'

પંડિતમંડળી નામ શોધવા બેઠી. ફોરમથી ઉપવનને ભરીને ફૂલડાં તો ઘમઘમતાં મ્હૂર્છ્યાં.

ગુર્જર સાહિત્યવાડીમાંનાં એ ફૂલડાં તે આ 'ડોલનશૈલી'

---

* ભરણુવનીમાં આ લેખક મર્યંત્ર મૂકી દયા છે, પણ જના આકારને [illegible] આરામગૃહ નમનો [illegible] પૂજાનને અર્પેલા રવ છે. ૧૯૫૮થી પરત્વેના આરંભને ત્ર મારામગૃહ પાસે પણ સમા મેલ છે. ૧૯૫૮થી ને આરંભગૃહ મેં જ વેતન ને ૧૯ છે.

૨

આ રસગ્રન્થના રચનારને અત્યહારે–આ ઉપોદ્‌ઘાત લખતી વેળાએ હું ઓળખતો નથી; આજ સૂધી મળ્યો યે નથી. પણ શું માત્ર મિત્રોનું જ કે સગાંઓનું જ લખ્યું-ગાયું સારૂં હોય? ઓળખીતાઓના જ ગુણભંડાર કંઈ ઓળખાય–ને ઓળખાવાય? એકદા પડતી રાતે મ્હારા પુત્ર ડૉ. મનોહરે આ ગ્રન્થના છાપેલ ફરમા મ્હને આપ્યા ને કહ્યું કે ઘેર દેવાને દવાખાને આપી ગયા છે. વળતી પ્હરોઢે ઉઠયો ને ફરમા વાંચ્યા ત્યહારે સહજ જ પ્રશ્ન થયો કે આ યુગમાં આ રસગ્રન્થ કય્હાંથી?

૩

જડવાદી પશ્ચિમના જાણે સંસર્ગસંસ્કારો ઉગી નીકળ્યે હમણાં હમણાં તો જડતાનાં રાજ્ય લેવાના શબ્દસંગ્રામ મંડાયા છે, ત્ય્હાં આ ચેતનલોકની વાતો કય્હાંથી? 'વીર-રાવ' ધમ્પાટે'નાં આજે તો રણશીંગડાં ગાજે છે, ભાષણોની તોપો ગડગડે છે, છાપાંના લેખોની બન્દૂકો ફૂટે છે, સરકારના યે ગેબી ગોળા વછૂટે છે; ત્ય્હાં સરસ્વતીના આ વીણાસૂર કય્હાંથી? સૂક્ષ્મદર્શક યન્ત્રમાંથી નિરખવાના અને ધ્વનિવિસ્તારક યન્ત્ર (Magophone)માંથી ઉચ્ચરવાના આ જમાનામાં રસગોપની આ વાંસળી કય્હાંથી વાગી? સ્વપક્ષ-વાદીના ગુણપરમાણુના ને પરપક્ષવાદીના અવગુણપરમાણુના પર્વત ચીતરવાના લોકપક્ષના ને સરકારપક્ષના–સૌ પક્ષના આ યુગમાં હૃદયેશ્વરીની આ દેહરીએ જાણે કરેલા ન્હાના ન્હાના દીવડિયાની, પ્રાણેશ્વરીની પૂજાને કાજે જાણે રચેલી

આ દીપમાલા ક્ય્હાંથી પ્રગટી ? કો પ્રકૃતિબાલકે જાણે તારલિયા વીણી વીણી પ્રેમદેવને મન્દિરમાડવડે માંડયા હોય' ને'!' આ કવિ કહે છે 'સંસારમા તો ટ્હાય છે' મીરાં કહે છે 'ડુંગરિયે દવ લાગ્યા છે' આજના ભડભડતા દાવાનળમાં આ ફૂલપાંદડી ક્ય્હાથી ઉતરીને આવી ?

પ્રભુ દયાળુ છે, ને ઉન્હાળાને કોક નવવાદળીની વર્ષાથી તે છાટે છે ને ? કલાપીના વિરહ પછી આટલે વર્ષે આવો કાવ્યગ્રન્થ ગુજરાતને આજે મળે છે.'

૪

આલો, ચપ્પાં લેઈએ ઝીણી ધારનાં, ને ફૂલપાંદડીનાં ચે ચીગ કરી કરી પૃથક્કરણ કરીએ. રસના પડિતરાજો રસિકતાને એમ પારખે છે સુગન્ધથી નહી, રસશાસ્ત્રીજીઓ ફૂલપાંદડીને રેષાઓ ગણી ગણીને ઓળખે છે.

૫

ઇ. સ. ૧૮૯૮મા વસન્તોત્સવ લખાયો ને છપાયો, ને ૧૮૯૯માં મિ. નરસિંહરાવે વસન્તોત્સવની કવિતાના કલેવર ઉપર પચ્ચીશેક પાનાંનું અવલોકન લખ્યુ. ઇ. સ. ૧૯૨૪મા, મુંબઇમાં નવલરામજ્યન્તી ઉજવાયા પછી, પોતાની પાઠશાળામાના વિદ્યાર્થીમંડળની ગુજગતી સભા સમક્ષ 'કવિતાનુ કલેવર' એ નામનો ભાષણલેખ પ્રો. બળવન્તરાય ઠાકોરના પ્રમુખપદે મિ. નરસિંહરાવે વાંચ્યો. પચ્ચીસ વર્ષો ઉગીને આથમે ત્ય્હારે યે કવિતાના કલેવરની લેશ માત્રે વિશેષ ઉંડાણમાં ન ઉતરે એવી ૫[illegible] ગાળાની પ્રગતિની ગતિ આજના આપણા અગ્રણી

રસસાહિત્યના ટીકાકારોની છે. એ પુરાતની ટીકાકારો પેઠમ છેલ્લા પા શતકમાં ગુજરાતી સાહિત્ય અણુવિકસ્યું કે સ્થિતિસ્થાપક બેસી રહ્યું નથી. મૂળજી વેદે ને ભાઇ પ્રભુદાસે લખવા માંડી; સ્વ. કનકલક્ષ્મી દવેએ ને રા. બહુ ઉમરવાડિયાએ પહેલવહેલી પુસ્તકાકારે છપાવી; શ્રી જ્યોત્સ્ના શુકલે, શ્રી ત્રિભુવનતનુજે, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ અનુમોદીઃ આ ફૂલપાંદડીમાંની યે એ 'રસકાવ્યો'ની સર્વાંગે ખીલેલી એ જ આ સાહિત્યશૈલી. આજકાલ કરતાં ગુજરાતમાં પન્દરેક વર્ષોથી એ સાહિત્યશૈલી પ્રવર્તે છે. ૧૮૮૭ માં દલપતનર્મદની પાર ન નિરખનાર સાહિત્યશાસ્ત્રીજીઓ હતા; આજે ૧૯૨૪મા કુસુમમાળાની પાર ન નિરખનાર પ્રગતિવૃદ્ધ સાહિત્યશાસ્ત્રીજીઓ ગુજરાતમાં છે. ત્હેમના–કુસુમમાળાની પાર ન નિરખનારાઓનાં અજ્ઞાને જાણવું ઘટે છે કે ૧૮૮૭ પછીના આ ૩૭ વર્ષોમાં ગુજરાતી કાવ્યસાહિત્યની નહી ભૂંસાય એવી ત્રણ પાયરીઓ મંડાઈ ગઈ છે; ૧૮૮૯માં ગોવર્ધનરામભાઇએ સ્નેહમુદ્રામાં પ્રાસ તજ્યા પણ છન્દનિયમન પાળ્યા; ૧૮૯૮માં ન્હાનાલાલે વસન્તોત્સવમાં છન્દ તજ્યા, પણ ડોલનનિયમન જાળવ્યાં; અને હવે–૧૯૧૦ પછી રસકાવ્યોની આ સાહિત્યશૈલીમાં પ્રાસ છન્દ ને ડોલન સહુ તજાઇ કેવળ 'રસાત્મક વાકય તે કાવ્ય' એ આપણા પ્રાચીન મહાવાકયાનુસાર માત્ર રસનિયમનને અવલંબતાં, કુસુમમાળાથી ઘણાં સરસ, રસકાવ્યોનો રસાવતાર ગુર્જરી કુંજોમાં થઇ ચૂકયો છે.

ઇશજી ગીતાંજલિ પ્રસિદ્ધ થઈ, કોટીધ્વજ નોબલનું કાવ્યસાહિત્યનું ઇનામ જીતી, પૂર્વની વર્તમાન કવિતાનો

જયડંકો પશ્ચિમાકાશમાં વગડાવી હિન્દમાં પાછી પધારી, ને સમસ્ત ભારતે દિગ્વિજયશાલિની એ નીજ રસપુત્રીને સત્કારી-વધાવીઃ ત્હારે યે ગીતાંજલિને ‘ચીરિયાં વિનાનો મુરબ્બો’ ભાખનાર સુપ્રસિદ્ધ ગુજરાતી ટીકાકાર ન્હોતા એમ નહીં. કુસુમમાળાને સુગન્ધ વિનાનાં પશ્ચિમનાં ફૂલોની માળા ભાખનારના જેટલી ને જેવી એ ટીકાઉક્તિ સાચી હતી! જાહેરમાં તો એ સાહિત્યઅભિપ્રાય ઉચ્ચરવાની એ ટીકાકારની હિંમત ન હતી; ને ગુજરાતે-કે ભારતે એ સાંભળ્યુ કે સ્વીકાર્યું યે નથી. ઇંગ્રેજી ને બંગાળી બન્ને ભાષાઓના જાણુણહાર તો ભાખે છે કે પદ્યબન્ધ બંગાળી ગીતો કરતાં ગદ્યકાવ્યશૈલીની ઇંગ્રેજી ગીતાંજલિમાંનાં રસકાવ્યો વધારે કવિત્વભર્યાં છે. અને એ ઇંગ્રેજી ગીતાંજલિની છન્દશૈલી કઇ છે? એમાં ક્યા ગણોનું ગણમાપ છે? કે છન્દનાં કો ગણમાપ એમાં નથી, માટે ગીતાંજલિમાંનાં કાવ્યો કાવ્યો નથી ને કવિતા યે નથી? આપણા નરસિંહરાવો કે મ્હોટાલાલોની પડદાછૂપી કો કાવત્રાંટોળકી કે સાહિત્યની Bureaucracy મનગમતું ભાખે તે ખરું: જગત તો કહે છે કે જગતઝીલાતાં ગીતાંજલિમાંનાં તો ચિરંજીવ કાવ્યો છે. ઇંગ્રેજી ગીતાજલિનું છન્દશરીર છે એ જ આ રસકાવ્યોનું યે છન્દશરીર છે. ગીતાંજલિનો યે રસગ્રન્થ ન્હાનકડો છે; ફૂલપાદડીનો યે આ ન્હાનકડો રસગ્રન્થ ગુજરાતની નવગીતાંજલિ છે.

૭

અને ઇંગ્રેજી ભાષામાં કે અમેરિકા-યૂરોપના મહાખંડોમાં રસકાવ્યોની આ કાવ્યશૈલી આપણા રવીન્દ્ર બાબુએ

ભાષાન્તરકારની અશક્તિને લીધે જન્માવી એમ 'ઘર જેટલું જ જ્ઞાન' વાળા કોઈ કહે તો પાઠક ! માનતા મા. અમેરિકાના સર્વોત્તમ કવિ વૉલ્ટ વ્હિટમેનની આ રસકાવ્યોની કાવ્યશૈલી છે; વર્તમાન ઈંગ્લાંડના એક સમર્થ વિચારક ને વિદ્દ્વન્દ્ય રસલેખક એડવર્ડ કારપેન્ટરના Towards Democracy નામના મહાગ્રન્થની યે આ રસકાવ્યોની કાવ્યશૈલી છે; ઓશિયનનાં યૂરોપને પ્રેરણા પાતાં રસકાવ્યોની પણ આ જ શૈલી છે.

ગુજરાતી રસકાવ્યોના જેવી ગદ્યકાવ્યોની કાવ્યશૈલી જગતમાં–યૂરોપમાં અમેરિકામાં કે ભરતખંડમાં–આ પૂર્વે ન્હોતી એવો ગુજરાતને આભાસ કરાવનારી સાહિત્યમંડળીના અજ્ઞાનને સર્વજ્ઞતા માનવામનાવવાનું કાવત્રુ ક્ય્હાં સુધી હજી સાહિત્યકારોએ ગુજરાતમાં નિભાવવાનું છે ? એ સાક્ષર Bureaucratsનું જગતસાહિત્યની હકીકતોનું યે જ્ઞાન પચ્ચાસ પોણોસો વર્ષ પૂર્વેનું પુરાણું લાગે છે. સ્કોટલાન્ડમાં ઓશિયન, અમેરિકામાં વૉલ્ટ વ્હિટમેન, ઈંગ્લાંડમાં એડવર્ડ કારપેન્ટર, ને આર્યાવર્તમાં રવીન્દ્રનાથ ટાગોર સમી જગતપ્રશસ્ત ચતુર્મુખ બ્રહ્મામુખની જગતઝીલાતી રસકાવ્યોની કાવ્યશૈલી આ ફૂલપાંદડીમાં છે. એને જગનવતરિયા કહી હસવાની ધૃષ્ટતા તો હજી યે કો 'ન્હોટાલાલ'નું અજ્ઞાનમંડળ કરે તો ભલે કરે.

૮

ન્યાયશાસ્ત્રના પ્રોફેસર કો ઉચ્ચર્યાઃ 'ભવભૂતિ કવિએ કહ્યું છે કે મૃદુનિ કુસુમાદપિ; મૃદુ ન હોય તે ફૂલ નહીં; કેવડાને કાંટા છેઃ તસ્માત્–; કોઇક પૂછે છે કે

રસનાં આવાં ન્યાયશાસ્ત્ર ગુજરાતમાં ક્ય્હાં સૂધી હજી લખાશે? ઉત્તર સુગમ છેઃ કવિતાને રસિકો રસિકતાથી નહી, પણ પંડિતો પાંડિત્યને ત્રાજવે તોળશે ત્ય્હાં સૂધી.

૯

પણઃ—કવિતાના 'કલેવર' ઉપરથી 'કાવ્ય છે' કે 'કવિતા નથી' એવા રસનિર્ણય હવે આપણે ત્ય્હાં ક્ય્હાં સૂધી ચાલ્યાં કરશે? પ્રાચીન સંસ્કૃતની કે અર્વાચીન ઇંગ્રેજીની મહાપ્રજાઓએ તો કાવ્યોનાં કે કવિતાનાં માપ એમ માપ્યાં નથી.

૧૦

રસકાવ્યોની શૈલી આમ યૂરોપ અને અમેરિકામાંથી ઉતરી, ને ટાગોરની જગતમાન્ય ગીતાંજલિથી ભરતખંડમાં આ કાળમાં પોષણ પામી. બાણુની કાદમ્બરીના રસઘોષની મન્યતાથી આ માધુર્યશૈલી નિરાળી જ છે. ગુજરાતના કો વ્હિટમેન કારપેન્ટર કે ટાગોરને પ્રતાપે, અન્યત્ર તેમ જ ગુજરાતમાં યે, ત્હેનો મધ્યાહ્ન તપશે.

૧૧

આજ સૂધી ગુજરાતમાં રસકાવ્યોનું પ્હેરોઢ હતું; આ રસગ્રન્થથી રસકાવ્યોનો દિવસ ઉગ્યો છે. આપણા સાહિત્યના રસચોકમાં નવો માણેકસ્થંભ રોપાય છે. ન્હાનકડો પણ શકવર્તી આ રસગ્રન્થ છેઃ રસકાવ્યોના શકની ગુજરાતમાં આજથી તિથિઓ ગણાશે.

૧૨

આ કાવ્યગ્રન્થમાં શું શું છે?—ને શું શું નથી? આ કાવ્યગ્રન્થમાં ઘણું ઘણું નથીઃ ભાષાન્તરો નથી;

અલંકારોના ખડકલા નથી; સમાસોની શબ્દાવલિ નથી, સંસ્કૃતમયતાના ભાર નથી; પરલીધી રસલક્ષ્મી નથી, વાર્તા નથી; વર્ણન નથી; વિચારમીમાંસા નથી; મેઘ ને ચન્દ્રાનાં અનુકરણો નથી; સ્નેહમુદ્રાની અર્થની અસ્પષ્ટતા નથી; ભણકારની કૃત્રિમતા કે ક્લિષ્ટતા નથીઃ આજે સાક્ષરી ગણાતુ એવું એવું આમાં ઘણું નથી. છતા એ સાક્ષરત્વથી ઉન્નત અને ઉમદા આમાં ઘણું ઘણું છે. 'નામમહિમા તો રાખે કોય ' અખાની એ અનુભવોક્તિ મનુષ્યો પરત્વે ખરી છે, પુસ્તકો પરત્વે ખરી નથી. આ રસગ્રન્થ નામમહિમાનો નમૂનો છે. આમાંના રસકાવ્યો ખરે જ ! ફૂલપાંદડીઓ છે છૂટી છૂટી, ન્હાની ન્હાનકડી, વિધવિધના સુગન્ધ ભરેલ મોગરાની ગુલાબની ચંપાની કમળની, નવરંગ રંગે સોહાતી આ ફૂલપાંદડીઓ છે. સૌના સુરભિ મધુરા છે, ઉત્કટ નથી પાંદડીઓ ગૂંથાઈને માળા તો નહી જ, પણ ગુચ્છે રચાયે નથી. ફારસી કવિ સાઅદી કહે છે કે

બર્ગે દરખ્તાંને સબ્જ દર નજરે હોશિયાર
હર વરકી દફ્તરીસ્ત મઅ્રફતે કિર્દગાર.

એમ આમાંની યે રસભરી એક એક ફૂલપાંદડી કર્તાની કરામતનું ન્હાનકડું દફ્તર છે. ફારસી સાહિત્યમાં રૂબૈયાતે સુપ્રસિદ્ધ છે, તેમ સંસ્કૃત સાહિત્યમા મુક્તકો સુપ્રસિદ્ધ છે. કેશવ હર્ષદ ધ્રુવના ભાષાન્તરથી અમરુનાં મુક્તકે ગુજરાતને સુપરિચિત છે. આ ગ્રન્થમાંનાં રસકાવ્યો જાણે ગુજરાતના ઉમર ખય્યામની રૂબૈયાતો હોય ને ! પ્રેમ ને પ્રારબ્ધ, સ્મરણો ને અશ્રુ, મૃત્યુ ને અમૃત માનવજાતિના

એવા શાશ્વત ભાવોના શાશ્વત પરિમલ નવસૌન્દર્યને સ્વરૂપે આ ફૂલપાંદડીઓનાં મુક્તકોમાં મ્હેકે છે. મિલનનાં મોક્ષનાં, દિવસનાં સરિખડાં, આમાં અજવાળાં નથી, અવનીની પડેલી અન્ધારી રાત સરિખડાં, આમાં પતનનાં અન્ધારાં નથી, એ ઉભયથી નિરાળી, સન્ધ્યાકાળના ઝાખા ઝળઝળામાં એક જાતની વિશેષ ગહનતા ને અગોચરતા, દેખાય–દેખાય ને સન્તાય એવી કાંઇક સવિશેષ Mysticism–અગમ્યતાની ઝાંખ હોય છે; એવી કાંઇક અગમ્યતાની છાયા આ ગ્રન્થમાં તરવરે છે. કાંઇક આ ધ્વનિકાવ્યો છેઃ એમના શબ્દો ઉચ્ચરે છે તેથી અવબોધે છે અધિકું. ન્હાનકડી ચોપડી છતાં આ રસગ્રન્થ છે. પચ્ચીસ કુસુમમાળાઓ કે પચ્ચાસ મણકારના રસસામગ્રી કલાસુષ્ઠુતા શબ્દમાધુર્ય ને કાવ્યપ્રસાદ આમાં છે.

૧૩

પ્રાચીનતાનો પાઘોટો ઘાલી નવયુગના એક સાહિત્ય-પુરાણીજી આવ્યા, ને ઉચ્ચર્યાઃ 'અમારાં પુરાણોમાં નરગિસ ને ગુલાબના નામો નથીઃ માટે એવાં ફૂલ હોય જ નહી. ફૂલ હોય, ત્હો યે તે પરદેશી, આર્યાવર્તની ભૂમીને ભાવે નહી.' આ કવિની કવિતા કહે છે એમનેઃ 'અરે ભૂલતા સર્જ્જન ! આર્યોનાં વતન મધ્યએશિયામાંથી બાદશાહે એ ફૂલ આણ્યાં, અને બાદશાહતના તખ્ત સંગાથે રોપ્યાં. આંખ મીંચી દીધાથી એ ઇતિહાસ ભૂંસાશે નહી. તખ્તો ઉખડી જશે, ત્હો યે ઇતિહાસના અક્ષરો રહેશે. સિંહાસનોથી સાહિત્ય વધારે અમ્મર છે.'

૧૪

આ રસકાવ્યોમાં કવિ તો ઉચ્ચરે છે કે 'કોણ કહે છે કે હું કવિ છું? મ્હારાં મા મ્હને હાલરડાં ગાય છે; હું તો માત્ર ત્હેનું અનુકરણ કરૂં છું.' જગતના મહાકવિઓને યે જગન્માતા મહામાયા અગમ્યતાને કો ઝૂલે ઝૂલાવતી હાલરડાં ગાય છે; અને મહાકવિઓનાં મહાકાવ્યો યે એ મહામાયાના અનાહત નાદનાં આછાં–અધૂરાં અનુગીતો જ છે.

૧૫

કોઇ બુદ્ધિનાં ઘૂંચળાં ઉકેલે છે; કોઇ લાગણીના પરપોટા ફોડે છે; કોઈ તારલાની પેઠમ અન્ધારામાં જ ઝબકે છે; કોઈ પરપીંછે નિજને મોર માની નાચે છે. આ રસગ્રન્થમાં આત્માના અક્ષર માંડી રસશાસ્ત્ર આલેખેલાં છે. ઉકલે તો વાંચોઃ સહુને કાજે એ છે.

૧૬

આ કાવ્યગ્રન્થની અસાધારણ રસસમૃદ્ધિથી અજબ થઈને, ર્હારી ભૂલ થતી હોય તો તે સુધારવાની અભિલાષાથી, કેટલાક સાક્ષરમિત્રોને આના ફરમાઓમાંથી રસકાવ્યો દાખવ્યાં. એકએકે શંકા ઉચ્ચારી કે કદાચ ભાષાન્તરો હશે. અસાધારણત્વના મ્હારા અભિપ્રાયમાં હું સુદૃઢ થયો. અમૃતલાલ પઢિયારનું યે એવું જ થયું હતું. શેઠ લક્ષ્મીદાસ ખીમજીની ઇચ્છાથી એમના આર્ય વિધવા નામના પુસ્તકનો હસ્તલેખ પઢિયારજીએ શેઠ માધવદાસ રૂઘનાથદાસને ને શેઠ કેખુશરૂ કાબરાજીને બતાવ્યો. મ. કાબરાજીએ લક્ષ્મીદાસ

શેઠને લખ્યું કે પુસ્તક ઘણું સારૂં છે, પણ આ છોકરો (પઢિયારની ઉમ્મર ત્હારે અઢારેક વર્ષની હતી,) ભૈયા જેવો કચ્છ કસી, અડધે તાલકે ભૈયાશાહી ટકાની ટોપી મૂકી, એક પહેરણભર વિચરતા, ને લક્ષ્મીદાસ શેઠનાં ભાડુતોના ભાડા ઉઘરાવતા.) કહે છે કે એ ત્હેણે લખ્યુ છે તે હુ માનતો નથી એ પુસ્તક પ્રગટ થયે હિન્દુસ્થાન પત્રમા સ્વ. વનમાળીદાસ લાધાભાઇએ અવલોકન લખ્યું કે કો સારા સાક્ષરે અમૃતલાલ પઢિયારનુ તખલ્લુમ ધારણ કરીને આ પુસ્તક પ્રસિદ્ધ કીધુ છે ! આપણા કોઈ કોઇ નવજુવાનો યે અનાધારણ નીવડે એમ કયહા સૂધી આપણે નહી માનીએ ?

૧૭

ગુલાબજળના આમા ફૂવારા છે. ધારાઓની મિહાઇથી ને લખાઈપિહોળાઈથી ફૂવારાને ઓળખનારાઓ આ ફૂવારાને ન યે ઓળખે પ્રકૃતિમાતના હૈયામાથી સ્વયભૂ ફૂટતી આ દૂધધારાઓ છે ગુજરાતના એક નવકવિની કવિતાની આ રસશેડો છે. ગુર્જરસાહિત્યના લતામડપોને એ ઓર બહલાવશે.

૧૮

કેટલાક એકદેશી હોય છે, કેટલાક અનેકદેશી હોય છે. એકદેશીએ પોતાનાથી અન્યથા દેશી પરત્વે મતાભિપ્રાય ઉચ્ચરવા જ નહી પાળી શકાય તો એટલો મેનોનિગ્રહ ઇષ્ટ નથી ? એમનો વાક નથી એમના નયણા કાવ્યરસની એ વિવિધતા નિરખી શકતા નથી, માટે એમના આત્મા

એ રસસૌન્દર્ય માણી શકતા નથી. પ્રેમાનન્દ ને સામળની, દલપત ને નર્મદની, છન્દશરીરશોભન્તી ને છન્દશરીરવર્જેલીઃ એમ અનેકરંગી ગુજરાતી કવિતાના રસ માણે એવા અનેકદેશી રસરસિકો ગુર્જર સાક્ષરસંઘમાં ઘણા છે ?

૧૯

એક કોલેજમાં એક ઇંગ્રેજ ઉપાચર્ય (Vice Principal) હતા; આજે–૧૯૨૪ માં તે આચાર્ય છે. કોયલ (Cuckoo), ચંડોળ ( Lark ), બુલબુલ ( Nightingale ) નાં ઇંગ્રેજ મહાકવિઓનાં ભાવગીતો એમણે વાંચ્યાં હશે કે નહી, ને વાંચ્યાં હોય તો આત્માએ ઝીલ્યાં હશે કે નહી, એ તો એમનો આત્મા ભાખે તે ખરૂં. પણ એમને ત્હારે એક કુટેવ હતી. જ્યહારે વસન્ત આવતી, નવપલ્લવને હિન્ડોળે કોયલ હીંચકા ખાતી, જગત ભરીને વસન્તટહૂકા બોલતી ત્હારે ત્હારે તે ઉપાચાર્ય બન્દૂક લેઈને નીકળી પડતા, પલ્લવઝૂલામાં દૃષ્ટિબાણ ફેંકતા, ને કોયલ ઉપર છરાઓ છોડતા. આ ગ્રન્થમાં યે કોયલના ટહૂકા છે, વસન્તનાં વધામણાં છે. ઉપરભાખી કુટેવવાળા રસસાહિત્યના કો ઉપચાર્ય ફૂલપાંદડીઓનાં આ પલ્લવઝૂમખાંઓમાં ઝીણી નજરો પરોવશે, ‘ વીશાળ ’ ‘હિમગીરી’ જેવી જોડણીની ભૂલો શોધી કહાડશે, ને એવી ક્ષુલ્લક ટીકાના છરા કદાચ છોડશે; પણ ક્ષુદ્રતાની એવી ગોળીઓનાં પરવાહીન રસકોયલના રસસન્તાન તો વસન્ત એઠે ટહૂકયે જ જશે, ને રસજગતનાં રસરસિયાંઓ એમના વસન્તટહૂકાર સુણશે, ઝીલશે, ને હુલ્લાસશે.

૨૦

ફારસીમાં કહેવત છે કે "મશ્ક આંનસ્ત કે બખુદ બબૂયદ, ન કે અત્તાર બગૂયદઃ" એમ સુરૈયા સરિખડો અવલોકનકાર ઉચ્ચારે તે નહી, સ્વતઃ રસસૌરભે ભભૂકી ઉઠે તે કવિતા. દલપતરામ પણ કહી ગયા છે કે 'કવિતા ને કસ્તૂરી તે સાક્ષી વિના સિદ્ધ થાય.' વાચનાર! મુજ ભાખ્યે આને રસકવિતાની ફૂલપાદડીઓ માનતા માઃ એમાંના રસસૌરભથી જ આ કવિતાને ઓળખજો-પારખજો.

૧૩ મી નવેમ્બર ૧૯૨૪ અમદાવાદ

# નૃસિંહ વિભાકર

(મુંબઈના શ્રી ગુજરાત મંડળે તા. ૨૨-૮-૨૬ ના રોજ બોલાવેલી વિભાકરસ્મારક સભામાં પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન)

પ્રમુખપદ સાભાર સ્વીકારૂં છું; બન્ધુકૃત્યની સ્મરણાંજલિનો અવસર આપો છો તેથી એટલો ઋણી છું.

પ્રથમતઃ આજની સભાને એક પ્રશ્ન પૂછું છું;

સાતે વાર સૂર્યના છે ?

આજે રવિવાર છે, સૂર્યનો વાર. અને કાલે ?

ચંદ્ર, મંગળ, બુધ, વિ. ના વાર.

કેટલાકને આપણા દેશજીવનમાંની દલીલો નથી ગમતી, આર્યતાને નામે જ ઉપહાસ માંડે છે. ત્હેવાઓને માટે જોઇએ કે ભરતખંડમાં જ એમ છે ?–કે બીજે ય તે ? યૂરોપમાં ને અમેરિકામાં શું સાતે વાર સૂર્યના છે ?

Sunday–સૂર્યવાર. પણ પછી ? પછી કાલે આપણી પેઠે ચન્દ્રવારઃ પછી વૂડન ને થોરના વાર ! ને છેલ્લો પાછો આપણી પેઠે શનિનો વાર–Saturday.

વસ્તુસ્થિતિ ઉચ્ચારે છે કે ભરતખંડમાં, યૂરોપ ખંડમાં, અમેરિકા ખંડમાં સાતે વાર સૂર્યના નથી.

આપને આશ્ચર્ય લાગતું હશે કે આટલી ગંભીરતાથી આજ મ્હેં આ સર્વવિદિત પરક કથ્હાં માંડી ?

કારણ પૂછો છો ને ? કારણ આજની સભાની જાહેર ખબર છે.

જાહેરખબર વાંચી; સ્મારક સભા !

આજની જાહેરખબર ઘડવામા–કદાચ–કોઈ 'ડાહ્યા,' વધારે 'ડાહ્યા' પુરુષનો હાથ હોય એમ લાગે છે. પૂર્વે જાહેરમાં થએલ જયન્તીચર્ચાઓના પડધા મ્હને તો આ જાહેરખબરમાંથી સંભળાય છે.

કેટલાકોએ જાહેરમાં અભિપ્રાય ઉચ્ચાર્યો છે કે જયન્તીઓ સૂર્યની જ હોય.

*I say that that dictum is as absurd as to* dictate that સાતે ય વાર સૂર્યના જ હોય.

And the criticism comes with a double ill grace from one who travelled all the 300 miles to Ahmedabad to give an Annual Address on the Minor Poets of Gujarat.

નૃસિંહ વિભાકરનો જન્મઃ ૨૫/૨/૧૮૮૮; મૃત્યુઃ ૨૮/૭/૨૫ઃ સાડત્રીશેક વર્ષનું આયુષ્ય.

એટલી આયુષ્યઅવધિમાં જેવું ને જેટલું વિભાકર કરી ગયા છે, એટલુ અને એવુ એ ટીકાકારોએ કીધું હતું ?

ત્હારે મ્હને પૂછવાનો ત્હમારો હક્ક છે કે જયન્તીઓની ઉજવણીનો કાંઇ યે નિયમ હોય, કે ન જ હોય !

મ્હારો જ મત માત્ર નહિ કહું. શ્રીકૃષ્ણનો, ગીતાજીનો, છેહ્લાં પાંચ હજાર વર્ષથી ભારતમાં પળાતો નિયમ ભાખીશઃ ગીતા, અ. ૧૦, શ્લોક ૪૧.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदुर्जितमेव वा
तत्तदेवावगच्छ त्वं मम ;तेजोंऽशसंभवम्

જે જે સત્વ વિભૂતિવન્તુ, વા ઉર્જિત–ફૂવારા પેઠે ઉછળતું હોય ત્હેને તું મ્હારા તેજના અંશથી સંભવેલું જ જાણજે.

જે જે દિવ્યાંશી છે ત્હેમની સૌની જયન્તી સંભવે; જેમના જેમનામાં કાંઇક દેવના અંશુઓની વિશેષતા, એમની જયન્તી હોય.

કારણ કે એમના જન્મથી ધરતી ધન્ય થઇ છે, જયવન્તી થઇ છેઃ जयति तेऽधिकं जन्मना व्रज, ભાગવતમાં ગોપીગીતનુ એ છે પહેલુ ચરણ. એ ચરણમાં છે જયન્તીઓનું સૂત્ર.

ચારે વેદનો પ્રધાન છંદ ગાયત્રી છંદ. ગાયત્રી એટલે સૂર્યપૂજાની ઋચા. આપણે સૂર્યપૂજકો છીએ.

પણ તેથી ચન્દ્રપૂજા, ગ્રહપૂજા, રાશીપૂજા, નક્ષત્રપૂજા, છાંડી છે આપણે ? એ સૌ એ પરમાત્મન્–एकमेवाऽद्वितीयम्ની વિભૂતિઓ નથી ? ને એમની પૂજા એ एकमेवाद्वितीयम्ની પૂજા નથી ?

નહિ સંભારો, નહિ જૂવો, નામે નહિ આવડે, ત્હો યે એ તો ઉગશે ને નિજનિજનાં તેજ વરસી જશે.

એમને એ પૂજાની પરવા નથી. આપણી ગુણજ્ઞતા ને સુજનતાની આ તો કસોટી ને પરીક્ષા છે.

વિભાકર સૂર્ય ન હતાઃ 'નામમહિમા તો રાખે કોય.' અને એ તો મૂળે ય વિભાકર નથીઃ વાંકાણીમાંથી વિભાકર થયેલ છે. પણ વિભૂતિવન્તા હતા, શ્રીવન્તા હતા; એમની આજ જયન્તી છે.

ઉર્જિત–ઉછળતા, ફૂવારાની પેઠે ફૂટતા, વાંસની પેઠે ઉર્ધ્વ જતા, અધીરા ઘોડીલાની પેઠે થનગનતા એવા ગુજરાતી તો છેલ્લા પચાસ વર્ષમાં મ્હેં તો દીઠા નથી.

મ્હને ક્ષમા કરશો. જાહેરખબરે આ જયન્તી ચર્ચાનો પ્રશ્ન છેડેલો છે, મ્હેં નહિ.

વક્તાઓએ મ્હારે કાજે કહેવાનું થોડું જ રાખ્યું છે. એક મિત્રે અહીં આવતા પહેલાં કહ્યું કે નૃસિંહદાસ વિભાકરના સાહિત્યકાર તરીકેના આંકની=ગુજરાતમંડળ ત્હમારી પાસેથી આશા રાખે છે.

સદ્‌ગૃહસ્થો! મને ક્ષમા કરશો; હું એ આશા પૂરી શકું તે પહેલાં વિભાકરનાં સાતે યે નાટકો ગુજરાતમંડળે છપાવવાં જોઇએ છીએ. સાત નાટકોમાંથી એક છપાયુ હોય ને છ ન છપાયેલાં હોય ત્હાં સાહિત્યકાર તરીકેનાં મૂલ આંકનારે શી રીતે આંકવાં?

ત્હો ય સાહિત્યસેવા ઓછી નથીઃ વિચારિયે.

ને પછી વિભાકરના આત્માનું આછું છાયાચિત્ર દોરાય તે દોરિયે.

વિભાકરની સાહિત્યપ્રવૃત્તિઓ વિધવિધની હતી.

નાટકોઃ ૧૯૧૪ માં સિદ્ધાર્થબુદ્ધ, ૧૯૧૫ માં સ્નેહસરિતા, ૧૯૧૬ માં સુધાચંદ્ર, ૧૯૧૮ માં મધુબંસરી અને મેઘમાલિની, ૧૯૨૨ માં અબળાનાં બંધન; ને એ ઉપરાંત મહાત્માનું મનોરાજ્ય-એવાં એકાદ બે. વાઘજીભાઈ, ડાહ્યાભાઈ, મૂળશંકર, વિભાકરઃ એ નાટયકારોનાં મૂલ આંકવાનાં સાધનો આપણી પાસે હજુ આટઆટલે વર્ષે યે પૂરાં નથી.

નવલકથાઃ નિપુણચંદ્ર.

રંગભૂમિ મ્હને મોકલ્યુઃ મ્હારો ઉત્તરઃ ચન્દ્રશંકર, મુનશી, ઇન્દુલાલ, વિભાકર-ચાર મિત્રોએ ચાર પત્રો કહાડ્યાં. એક પત્ર કહાડ્યું હોત તો? પણ હજી ભારતમાં એ સંપનાં સ્હવાર ઉગવાં બાકી છે.

આત્મનિવેદનઃ છાપાંઓમાંના થોડાક લેખો સાહિત્ય હોય છે, વિભાકરના ઘણા લેખો આજે ય વાંચવા યોગ્ય છે.

ગુર્જરસભા, ગુજરાતમંડળ, ગુરુકુલના ઉત્સવો.

સાહિત્યકાર તરીકેનો એક પ્રધાન ગુણ; બે છેડાની બન્ને ય ભૂલોમાંથી એ તર્યો હતા; મિ. નરસિંહરાવની પેઠે વિભાકરે કળાને dull as clay brick કરી નાંખી ન્હોતી; મિ. મુનશીની પેઠે વિભાકરે સૌન્દર્યને અનીતિના રંગે રંગી કલાના વ્યભિચારને કલાના નામે બજારમાં વેચ્યાં ન્હોતાં.

ને છતાં કલાને ઓજસવંતી, આત્મવંતી, સજીવન રાખી હતી. એમનું વકતૃત્વ એ એનું દષ્ટાંતઃ वक्ता दशसहस्त्रेषु.

હું એમ નહિ ઉચ્ચારૂ કે विभाकरस्य वक्तृत्वम्. મ્હારી મિત્રતા મ્હારી તુલનાબુદ્ધિને નહિ લોપેઃ પણ સામુદ્રી માતાનો સુત એ સોરઠિયો સમુદ્રલહર જેવો ગાજતો.

ગુજરાતી વક્તૃત્વકલાનો જ્યેષ્ટ પુત્ર મણિશંકર રત્નજી ભટ્ટઃ ને બીજો પુત્ર નૃસિંહ વિભાકર.

Next to મણિશંકર, વિભાકર was the best Gujarati Orator that I have heard.

વિભાકરના ઘણા ગુણો એમના વક્તૃત્વને પોષક હતા. એમના પ્રધાન અવગુણો પણ વક્તૃત્વકલાના ગુણ થઈ નીવડતા

સજ્જનો! મ્હારી ભૂલ હશે, પણ હું એવું માનનારો છું કે A man is generally greater than his work: હેવાડામાં આવે ત્હેના કરતાં કૂવામાં સામાન્યતઃ વધારે હોય.

ખરાબ લેખોનો લેખક નિજના લેખો કરતાં વધારે મ્હોટો શયતાનઅંશી હોય; સારા લેખોનો લેખક એના લેખો કરતાં વધારે પ્રભુઅંશી હોય. હું એ સામાન્ય નિયમને માનનારો છું; A man is generally greater than his acts or art, good or bad

એમની કૃતિઓ સાહિત્યપ્રવૃત્તિઓ, સમાજસેવા, જ્ઞાતિ-સેવા, એ પ્રત્યેક કરતાં એ સકળ અરણાં જેમાંથી અવતર્યાં એ વિભાકરનું આત્મસરોવર વધારે વિશાળું હતું એમ હું માનું છું.

એ આત્મવાન્ આત્માની આછી ચિત્રરેખાઓ કાંઈક જોઈએ.

( ૩ )

વિભાકરનુ પ્રથમ લક્ષણ; બળતામાં ઝંપલાવનારો.

પહેલી હોમરૂલ લીગની ચળવળ.

બગસરાની એમની જ્ઞાતિપરિષદ.

ભરૂચ કેળવણીપરિષદ; 'ભૂતકાળ ઉપર નહિ, ભવિષ્યકાળ ઉપર દૃષ્ટિ નાંખતાં.'

સૂરતની સાહિત્યપરિષદ વેળાએ ક્ષણેક તો પરિષદની 'બ્યુરોક્રસી' મૂછી હાલી હતી, વિમાસણમાં પડી ગઇ હતી. સાહિત્યપરિષદમાં આમ વર્ગનો ત્યહારે વિભાકરને હાથે જન્મ થયો.

ગોધરા રાજકીય પરિષદઃ ગુજરાતના ને હિંદના ઇતિહાસમાં એ પરિષદે નવું પ્રકરણ ઉઘાડયું. ભાઈ મોહનદાસ, ટીળક મહારાજ, મી૦ ઝીણા અને અન્ય દેશનેતાઓનાં જ્યોતિઝૂમખાંઓની વચ્ચોવચ્ચ વિભાકરે વીજળીનો ઝબકારો કીધો હતો.

પણ વિભાકરની સાહસિકતાનો પરમ પ્રસંગ એ ન હતો. હજી તો બી. એ. ની ડીગ્રી લીધી ન્હોતી, હજી તો વિદ્યાર્થીના દૂધિયા દાંત હતા, હજી સંસારસાગરની સરહદમાં ન્હોતું ઝંપલાવ્યું, તે વેળાએ, એ ચિરસ્મરણીય ઇ. સ. ૧૯૦૭ માં સૂરતની ધરતી ધમધમતી હતી ત્યહારે: Extreme wing ની જન્મતિથિએ ટીળક મહારાજ, અરવિન્દ ઘોષ, સરદાર અજિતસિંહ, ખાપર્ડે મહારાજને પડખે બાલાજીના ટેકરા ઉપર કીયો ગુજરાતી ઉભો હતો ? એ તો હતો ગુજરાતના નવયૌવનની આત્મમૂર્તિ, પેલો બળતામાં ઝંપલાવનારો નૃસિંહ વિભાકર.

સાહસ એ ડહાપણનો ગુણ નથી, યૌવનનો ગુણ છે. વીસમી સદીના ગુજરાતના નવયૌવનના ગુણઅવગુણો વિભાકરમાં ખીલેલા હતા.

(૪)

વિભાકરનો બીજો ગુણ હતો જ્વલંત વ્યક્તિગત સ્વતન્ત્રતા. કેટલાકને જોયા છે Boss ની પાસે એ પગ વચ્ચે પૂંછડી નાંખી દઇ દીનતાની દયામણિ મૂર્તિ શા; અને એના એ જ પછી બીજી ઘડીએ બીજા પ્રત્યે જગતના Self-appointed Bully ના જેવા.

ભાઇ મોહનદાસ હોય કે આગજી સૂરજી હોય, નાટક કંપનીનો મેનેજર હોય કે ફ્રીફ આપનાર સોલીસીટર હોય; વિભાકરને દામણો, સ્વમાન હોલવયેલો, કાન્તિહીણ મ્હેં દીઠો નથી. મી૦ નરસિંહરાવનો ને શ્રી આનંદશંકરનો જાહેર સભા વચ્ચે એ જ જીવનનો હિસાબ માગી શકે કે દેશની સ્વતન્ત્રતા ખીલવવા ત્હમે જ્ઞાનવૃદ્ધોએ શું કર્યું છે?

આ ગુણ કેટલેક સ્થળે અવગુણ ગણાય છે.

વિભાકરમાં એ ઓછો હોત તો, had he been accomodating તો, સંસારીઓ જેને વ્યવહારની Success in life ભાખે છે તે કદાચ પોતે વધારે સાધી શક્યા હોત.

પણ એવી દ્વીમુખી Policy—જીવનનીતિથી આત્માની કોર અખંડ રહેતી નથી. અને પૂર્ણિમાના ચન્દ્ર જેવો આત્મા કોર ખેરવતો ખેરવતો શુદ્ધ બીજના ચંદ્ર જેવો અન્તે થઇ રહે છે. જગતમાં શું આપે એવું નથી દીઠું?

(૫)

વિભાકરનો ત્રીજો ગુણ હતો એનો થનગનાટ. એની ચાલ, એના અંગના હાવભાવ, એનુ વક્તૃત્વ, એની વાતચીત, એનું ઉઠવુ કે બેસવુ, એ એક પ્રકારનો કલામય થનગનાટ હતો.

એનું સ્મરણ થતા એક જ કડી સ્મરણે ચ્હડે છે;

અધીરો ઘોડીલો થનગને નાથ! વાધો રણે, રણધીર!
ચ્હારા કેસરભીના કથ હો! સીધાવોજી રણવાટ.

વિભાકર એટલે આભમાની તરલ વીજળી.

એણે પોતાનુ Nome de plume શુ રાખ્યું હતું જાણો છો? નભોવિહારી.

Desciplline પામેલી ગૃહકુંજમાની એ વિજળી ન હતી.

જીંદગીભરમાં જાણે અતિશય ઉતાવળ હોય એટલો હતો એનો થનગનાટ.

થોડીક તારીખો જોઇશુ

૧૮૮૮ મા જન્મ

૧૯૦૩ મા પંદર વર્ષે મેટ્રીકમાં પાસ, શાળામાં પહેલે નંબરે.

૧૯૦૭ માં બાલાજીનો ટેકરો ગજાવ્યો, સૂરતમા.

૧૯૦૮ મા ધી યૂનિયન ને ત્હેની વારસયાણી ગુર્જર સભા. બી. એ. થયા

૧૯૧૦ માં એલએલ. બી. થયા.

૧૯૧૧ મા ઇંગ્લાંડ ગયા, બેરીસ્ટર થયા.

૧૯૧૩ મા પાછા આવ્યા, સીડનહામ કૉલેજમાં પ્રોફેસર. નાટકોની હારમાળા શરૂ કરી.

૧૯૧૪ માં સિદ્ધાર્થ બુદ્ધ.

૧૯૧૫ માં હિંદુસ્થાનના અધિપતિ, સૂરતની સાહિત્યપરિષદ, આમવર્ગનો જન્મ, સ્નેહસરિતા.

૧૯૧૬ માં હોમરૂલ લીગ, સુધાચન્દ્ર.

૧૯૧૮ માં મધુબંસરી ને મેઘમાલિની.

૧૯૨૨ માં રંગભૂમિ, અબજોનાં બંધન.

૧૯૨૫ માં અવસાન. મરવાની યે એને ઉતાવળ હતી.

કેટકેટલો થનગનાટ ? જીવનભરનો થનગનાટ–જાણે ટૂંકા જીવનની વરઘોમાથી એકાદો માસે અણલેખે ન જાવા દઊં ! એનાં અંગ અંગ હંમેશાં ઉચ્ચરતાં ' કંઈક કરૂં, ' ' કંઈક કરૂં. '

સોરઠ ને સાગરની કે ચોરવાડની ચારૂ વાટિકાઓમાં, માથેરાનને સૌન્દર્યશિખરે કે મુંબઈની સભાઓમાં વિભાકર **એટલે મ્હેં તો દીઠો છે અખંડ થનગનાટ.**

**આકાશ ઝબૂકતી વીજળીનો પ્રકાશ ગુણ છે, અસ્થિરતા અવગુણ છે. વિભાકરમાં એ વીજળીના ગુણ ને અવગુણ ઉભય હતા.**

**એથીજ એણે ઝબકારા કીધા, સ્થિર ને અખંડ પ્રકાશ ઓછો.**

નૃસિંહ વિભાકર સિંહ તો ખરો, પણ સિંહનો બાળકો: પૂરો ખીલેલો સિંહ નહી; તેથી જ હોમરૂલ વખતે ગુજરાતમાં ગાજ્યો, પણ અસહકારનાં રણશીંગડાં વાગ્યે બોડમાં જઇને બેઠો.

**એનો પ્રફુલ્લ ખિલાવ બાકી હતો.**

કલાપીને ને વિભાકરને ઇશ્વરે આયુષ્ય અર્પ્યાં હોત, એકે પચાસ અને બીજાએ સાઠ દીઠા હોત તો ? હશે, ગુજરાતના જેવા ભાગ્ય.

આજના ઘણા થનગનતાઓએ એ બેના જીવનમાથી ઘણું–ઘણું શીખવાનું છે.

એ થનગનાટ જાળવીને સંયમમા આવશે એ જ નગરો ગૃહકુલો ને નગરચોકો, અવનીઉતારી વીજળીની પેઠે, સ્થિર અખંડ પ્રકાશથી પ્રકાશી શકશે.

( ૬ )

વિભાકરનો ચોથો ગુણ એ હતો કે બન્ધુજનનો, મિત્રમંડળીનો, જ્ઞાતિજનનો તે લાડીલો હતો.

પાચ પાંડવની જોડલીમા નૃસિંહદાસ સૌથી ન્હાનો ભાઈ–નકુલ વરણાગીઓ હતો મિત્રમંડળીનું તે ચેતન હતો.

જીવનમા ને ભાવનાથી સુધારક છતા સોરઠિયા જ્ઞાતિનો પનોતો પુત્ર હતો, એમ જ્ઞાતિજન માનતા.

**એનો ભેદ પૂર્વનાં રક્ષક ને પશ્ચિમનાં વિકાસક ઉભય બળોનો તે ઉપાસક હતો.**

પ્રમિલા ભાભીનો એ લાડકવાયો કાન્ત હતો. રમણ-વિલાસમા એ દંપતીની રમણાના દૃષ્ટાઓ સહુ એની સાક્ષી પૂરશે.

**પણ–ખરૂં કહું ?–કેટલીક વેળા એમ થઇ આવે છે કે સૌએ એને થોડાક થોડાક ટપલા ખાવા દીધા હોત, તો તે કદાચ ઘડાત, વધારે સંગીન થાત વધારે સુદૃઢ થાત. પણ એ નવો વિભાકર જન્મત તો આપણો પેલો "નકુલ વરણાગિયો" વિભાકર કદાચ આથમી જાત**

(૭)

વિભાકર અટલે સોરઠનો જાદુગર. વિભાકર સોરઠની "વહેત" હતો.

આ યુગની યે પ્હેલાંનો વિભાકર મજુરવર્ગનો હિત-ચિન્તક ને હિમાયતી. રંગભૂમિના તખ્તા ઉપર એણે એ પ્રશ્ન પ્રથમ ખડો કર્યો હતો.

**વીસમી સદીની પ્હેલી પચ્ચીશીના ગુર્જર નવયુવકનો એ પ્રતિનિધિ: ગુણો તેમ જ દોષોનો પ્રતિનિધિ. હવે બીજી પચ્ચીશીના પ્રતિનિધિ કેવા યે નીવડશે.**

નવસુન્દરીનો પૂજક હતો. વિભાકરનો લેખ ફરીથી વાંચી જજો 'નવા યુગની સ્ત્રી.'

નથી એ 'મ્હારી કામચલાઉ ધર્મપત્ની'ની જાતનો લેખ, કે નથી એ 'દ્રૌપદી ને ત્હેના પાંચ પતિ'ની ભાવના સમો લેખ. વિભાકર સંસારને વિપરીત માર્ગે ન દોરતો.

**વિભાકરની નવસુન્દરીની ભાવના આર્ય આદર્શોને કે ગુજરાતના સંસારને ઉચ્છેદનારી ન હતી.**

કોઇક કોઇક વાર તો એમ થઈ જાય છે કે જાણે ગુજરાતણને ઘડીને પરમેશ્વરે હાથ જ ધોઈ નાંખ્યા ન હોય!

પ્રેમાનન્દની અતિશયોક્તિમાં કહીએ તો.

સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર,
તે તેજનું પ્રજાપતિએ ઘડિયું ગુજરાતણનું ગાત્ર.
ત્હેમાંથી કાંઇ શેષ વાધ્યુ, ઘડતાં ખેરા પડિયો,
બ્રહ્માએ એકઠું કરીને ત્હેનો ચન્દ્રમા ઘડિયો.

સોળે કળા ખીલેલા ચન્દ્રમા સરિખડી, શુદ્ધ-શીલા, આત્મઓજસ્વિની, દામ્પત્યના, સંસારના, દેશસેવાનાં બીજી રૂપ વિધવિધ ધર્મોની ધર્માધિકારિણી નવગુજરાતણનો વિભાકર પૂજક હતો.

(૮)

સન્નારીઓ અને સજ્જનો ! એ જણને સંભાર્યા વિના આજની વિભાકરજયન્તી અધૂરી જ રહે.

પ્રથમ તો નૃસિંહ વિભાકરના ધર્મપિતા.

મુંબઈને પડછે જૂનાગઢ ગામડું છે. જૂનાગઢને પડછે મેંદરડા ગામડું છે. મેંદરડાને પડછે શ્રીમાસી ગામડું છે.

એ શ્રીમાસી ગામેથી ભગવાનદાસ વિભાકર જૂનાગઢમાં આવીને વસ્યા. જૂનાગઢમાં નૃસિંહદાસનો જન્મ થયો, અને જૂનાગઢમાં જ એમનું દ્વીજત્વ પણ થયું.

નૃસિંહદાસનું દેહજનન તેમ જ મેધાજનન જૂનાગઢમાં થયાં; ઇંગ્રેજી છઠ્ઠા ધોરણમાં. લગભગ જીવનને અંતે ગુરુઋણ સંભારતાં નૃસિંહદાસ આત્મનિવેદનની પ્રસ્તાવનામાં લખે છે કેઃ જો આ પાનાંઓમાં ક્યહાં ય વાંચકને થોડી પણ મનપસંદ સામગ્રી મળી આવે તો તેના આદ્ય પ્રેરક શ્રીયુત કૌશિકરામ છે.

શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા તે નૃસિંહદાસ વિભાકરના ધર્મપિતા.

અને જો કે ચંદ્રશંકર પંડયા, કાન્તિલાલ પંડયા, કે નૃસિંહ વિભાકર ગુજરાતની મહા Geniuses નથી, ત્હો પણ ઠીક ઠીક Talents છે; અને એટલું Talent ગુજરાતને

ઘડી આપનાર, સંસ્કાર પાડી સમર્પનાર, ગુરૂનુ ગુજનત આજ આભારી છે.

કૌશિકરામભાઈને રાજકોટમા અમે, મોહમુગ્ધ થઇ, ગુણવંતા શિક્ષણશાસ્ત્રી ગણતા. ભાવનગરમાં જઈ એ ગુરૂદીપ કેમ હોલવાઇ ગયો એ મ્હને તો હજી યે સ્હમજાયુ નથી. છતાં જૂનાગઢની એમની શિષ્યમંડળી એમને ગૌરવદાતા નીવડી છે.

અને વિભાકરજયન્તીની તિથિએ બીજા સ્મરવા જેવા તે નૃસિંહદાસ વિભાકરના ભાઇ ડૉ. કાલિદાસ વિભાકર.

ઘણાખરા આપણે માતૃસેવાયા પુત્રો છીએ, થોડાક પિતા-ઉછેર્યા પુત્રો હોય છે; કોઇક જ ભ્રાતૃપોષાયેલા પુત્રો હોય. નૃસિંહ વિભાકર એ કોઇકમાંના હતા.

વિભાકર પાંચ ભાઈઓ હતા; ને પાંચ પાંડવ સમો આજનો સુગદુર્લભ એ બંધુજનોનો બંધુભાવ હતો.

પણ તેમાં યે ધર્મરાજ ને સવ્યસાચી વચ્ચેના સમો ગુણમહિમારોપાયેલો પરમ બંધુભાવ કાલિદાસભાઈ ને નૃસિંહદાસનો હતો.

ગેઇટી નાટકશાળામાં કે પ્રાગજી સૂરજીને ત્ય્હાં, ન્યાત-જાતમાં કે ઘેર મિત્રમંડળી હોય ત્ય્હારેઃ કાલિદાસભાઈ નૃસિં-હદાસની ભ્હાંય, ઢાલ ને વિશ્રામ હતા. અને છતાં કાલિદાસભાઇએ એ જણાવા યે નથી દીધું એટલુ એમનું સૌજન્ય ને Self-effacement.

નૃસિંહ વિભાકર ભ્રાતૃસેવાયો પુત્ર હતો, અને કાલિદાસભાઇ નૃસિંહ વિભાકરની જાણે ધર્મમાતા હતા.

નૃસિંહદાસ વિભાકરની એ ધર્મમાતા ને એ ધર્મપિતાને સંભાર્યા વિના આજની વિભાકર-જયન્તી અધૂરી જ રહે.

(૯)

ત્યારે નૃસિંહ વિભાકરનો સરવાળો કરી જોઇશું ?

નૃસિંહ વિભાકર એટલે ચેતનવન્તા નિર્મળ આદર્શનો ગુર્જર કલાકાર.

નૃસિંહ વિભાકર એટલે બળતાંમાં ઝંપલાવનાર.

વિભાકર એટલે અર્ધખીલેલો સિંહબાળકો.

વિભાકર એટલે જગત્‌સંયમમાં ન સમાયેલી અન્તરિક્ષઝબૂકતી વીજળી.

વિભાકર એટલે આ યુગની યે પૂર્વનો મજૂરવર્ગનો હિતચિન્તક ને હિમાયતી.

વિભાકર એટલે વીસમી સદીની પહેલી પચ્ચીશીના ગુર્જર નવયુવકોનો પ્રતિનિધિ—ગુણ તેમ જ દોષોનો.

વિભાકર એટલે ગુર્જર નવસુન્દરીની વિશુદ્ધ ભાવનાવન્તો નવજુવાનડો.

નૃસિંહ વિભાકર, *in short, was far greater than some of his envious contemporaries and many of his captious critics.*

એની જયન્તી ઉજવી આજે આપણે કૃતાર્થ થયાં છીએ, આપણે આપણું ધર્મકૃત્ય કીધું છે, કંઇક ઋણ ફેડયું છે.

ગુજરાત ! ત્હારાં નાનાંમ્હોટાં ગુણવન્તાં સૌને,

यद्यद्विभूतिमत्सत्वं श्रीमदुर्जितमेव वा

એ સૌને યે સંભારજે, ને પૂર્વજનાં સંસારઋણ એમ ફેડજે.

# સાહસવીર નર્મદ

(ઇ. સ. ૯–૯–૨૨, શનિવાર; ભાદ્રપદ, કૃષ્ણ તૃતીયા, ૧૯૭૮;
નગીનચંદ હૉલ, સૂરત )

આપ સહુની વતી ને ફરમાશથી
સૂરતના એ ધન્ય પુત્રની,
ગુજરાતના એ વીર નરની,
સાહિત્યના એ સ્થંભની
છબિ
ખુલી મૂકું છું.
વર્તમાન ને ભાવિ ગુજરાત!
આવ અને દર્શન કર
નવયુગના એ મહારથીનું,
ને પ્રેરણા પી.

## સુરતનાં સાહિત્યરસિક સન્તાનો !

### ૧. ઉપોદ્દઘાત

આ તે શા તુજ હાલ ? સુરત સોનાની મૂરત !
થયઃ પુરા બેહાલ, સુરત ! તુજ રડતી સૂરત.
રે ! હસી હસીને રડી, રહડી રહડી પડી તું આંકી;
દિધિ કુંદનમાં જડી, પડી રે ! કથિરે ઝાંખી.

ક. સૂરતને મ્હારા અભિનન્દન છે; સૂરત આજે નર્મદનું શ્રાદ્ધ સારે છેઃ નવયુગના સર્વોત્તમ સૂરતરત્નની સૂરત તિથિ ઉજવે છે. સૂરત નર્મદને સંભારે છે, નર્મદને સૂરત વ્હાલું હતું. સહુ સૂરતીઓને સૂરત વ્હાલું છે.

તમઆમન્ત્યો હું પણ મ્હારી અંજલિ આપવાને આવ્યો છુંઃ મ્હારી પોતાની વતી, તેમ જ દલપતરામના પુત્ર તરીકે.

સૂરતીઓ ઝવેરી ને હીરાપારખ છેઃ નર્મદહીરલાને પારખવામાં ત્હો યે અસૂરા ને અધૂરા તો ખરા.

ખ. સૂરતની જાહોજલાલી ત્હમને શી વર્ણવવી ? નંગમાળ સમી ત્હમારી નાણાવટ ને સોનાની પાટ સમું ગોપીપરૂં હતાં. તાપીનાં જળ ઉપર ૮૪ બન્દરનો વાવટો ઉડતો. ભગવા દાંડીનું બ્હારૂં શોધી યૂરોપ આખો ત્હમારે આંગણે ઉતર્યો. મુંબઇ પેઠે દુનિયાનાં જહાજ ત્હમારે ઓવારે આવતાં. મક્કા શરીફની હજ કરવા ઇસ્લામીઓ સહુ અહીંથી સફરે નીકળતાં. શિવાજી મહારાજનો મુગટ ત્હમારી લક્ષ્મીનો હતો, દક્ષિણના દુર્ગ ત્હમારી લક્ષ્મીના

હતા. આત્મારામ ભૂખણની હુંડી વગડામાં યે શિકારાતી. ગુજરાતનું રસિકમાં રસિક શહેર સૂરત; અને ઇતિહાસ યશસ્વી.

નર્મદ, ગર્જ્જર, સરૈયા, પ્રેમચન્દ રાયચન્દઃ આ યુગના સૂરતના એ મહાપુત્રો.

ગ. પણ સૂરત ઉપર કુદરત કોપી; અગ્નિકોપ ને જળ-કોપ થયા. હજી કેટલેક સ્થળે એક હવેલી, તો પડખે ખંડેર છે; જાણે ધરતીકમ્પ થઇ ગયો હોય ને.

અને સારા યે જગતની, ને હિન્દની, અત્યહારે તો એ અવદશા છે; ધરતીકમ્પ પછીની જાણે જગન્નગરી. કહે છે કે કેટલાકને મૂઠ મારતાં આવડે, ઉતારતાં ન આવડે. યૂરોપના યે રાજમન્ત્રીઓને શેષનાગનું ટોકું ઝાલી ધૂણાવતાં આવડયું; ધરતી ધ્રૂજી ઉઠી; પ્રજાપ્રજાના રાજમહેલો પડયાઃ ડોલન્તા શેષજીને સ્થિરાવતાં પછી ન આવડયું. હજી શેષનાગની ટોક ડોલે છે, ધરતી ધ્રૂજે છે, ને પ્રજાઓના મહેલો પડી ખંડેર વિસ્તરે છે.

સૂરત કંઇ પૃથ્વી બ્હાર નથી કે ત્ય્હાં અન્યથા હોય.

ઘ. ૧૮૬૪–૬૫ માં મુંબઇ ભણવાને ગયો ત્ય્હારે ભાઇ જયશંકરને ને ડાહીગવરીને મળવા ગયો હતોઃ ઝવેરબાગમાં. એ એક જ વારકો ભાઇ જયશંકરનો મેળાપ.

૧૮૯૪ માં 'જય! જય! ગરવી ગુજરાત!' ના ઢાળમાં એક કાવ્ય લખ્યું હતુંઃ પ્રવીણસાગરના કર્તા મહેરામણજી વિશે. હજી છપાયું નથી; છપશે.

થોડાંક વર્ષો ઉપર સૂરતમાં 'સરસ્વતીમન્દિર' વાળો બંગલો જોયો હતો; પ્રેમશૌર્યના મુદ્રાલેખનું એ ઘરને નર્મદે તિલક કીધું હતું. એમ અધૂરીપધૂરી નર્મદયાત્રાઓ કીધી છે.

ચ. પછી સૂરત સેવાસમાજનું આમન્ત્રણ આવ્યું હતું; ન્હોતું અવાયું.

સૂરત રાષ્ટ્રીય શિક્ષણમંડળનું પણ આમન્ત્રણ આવ્યું હતું; ન્હોતું સ્વીકારાયું.

પહોર નર્મદજયન્તી વેળાએ સૂરતે આમન્ત્ર્યો હતો. આમન્ત્રણ રાજકોટ ગયું, હું મુંબઈ હતો. સૂરતમાં ન બની શકાયું તે મુંબઈમાં કીધુંઃ વિલે પાર્લે નર્મદજયન્તીમાં પ્રમુખપદેથી.

૧૯૨૧ માં પ્રસિદ્ધ થયેલ મ્હારાં 'ચિત્રદર્શનો' ની પ્રસ્તાવના જોશો. મંહી લખ્યું છે કે નર્મદનું ઋણ મ્હારે માથે હજી ખડું છે.

આ વેળા નર્મદસ્મારક કમિટિનો કાગળ આવ્યો. મ્હારે આવવું એ જ એક ઉત્તર હતો.

છ. મ્હને–દલપતપુત્રને સૂરતે, સૂરતની કમિટિએ નર્મદનું શ્રાદ્ધ સારવાને સંભાર્યો તે માટે સૂરતને, સૂરતની કમિટિને ગુજરાતનું અપૂર્વ અભિનન્દન ઘટે છે. એ વડીલેના ઋણમુક્ત કંઈક થવા પ્રસંગ આપવા માટે મ્હારે ઉપકાર માનવાનો છે.

ગુજરાતની સાક્ષરતાના ઇતિહાસમાં આજનો પ્રસંગ વિરલ છે. એ વિરલતાને માટે સૂરતને ઇતિહાસ ધન્યવાદ આપશે.

પાંડુપુત્ર જાણે કુરુવંશનું શ્રાદ્ધ સારવા કુરુક્ષેત્રમાં સરસ્વતીતીરે આજ ઉભો છે! દ્વાપરનું એ પણ એટલું કૌતુક ન્હોતું; કળીનું આ પણ એટલું કૌતક નથી. જગન્નિયન્તાનું નિયંતૃત્વ જ અકળકળાવન્તું છે.

નર્મદનું કુટુંબ નામશેષ થયે નર્મદનું શ્રાદ્ધ સારવાનો દલપતવંશજનો હક તેમ જ ફરજ છે. આજે અંહી આપ સમક્ષ કુળધર્મ પાળવાને ખડો છું.

## ૨. એ વાતાવરણ

ક. આપણાં સ્મરણો ટૂંકાં થઇ ગયાં છે; ઘણું ભૂલી જઇએ છીએ. નહી તો નર્મદને ઓળખાવવાનો શો? આજે આપણ શું? મૂર્તિ શી માંડવી? ને તે પણ સૂરતીઓને કાજ? ને સૂરત વચ્ચે?

૧૮૮૭ માં નર્મકવિતાની પ્રસ્તાવના આદરતાં નવલરામભાઇ ઉચ્ચારે છે કેઃ 'સોનાને રસવું શું? અને સૂર્યને ઓળખાવવો શો?' નર્મદનાં ને નર્મકવિતાનાં નામોચ્ચાર, ગુજરાતમાં તો એ જ એમનાં ઓળખાણ.

પણ આપણે ઘણું ભૂલ્યાં છીએ. આયુષ્યની પેઠે સ્મૃતિઓ યે ટૂંકી થઇ ગઈ છે.

ખ. ને યાદ હોય તો કહો, એ વાતાવરણ કીયું હતું? કલ્પી શકો છો?

નર્મદજન્મની ૧૮૩૩ ની સાલ. રેલ્વે નહી, તાર નહી, પોસ્ટ નહી; મોટર તો શેની જ હોય!

દુર્ગારામ મહેતાજીનો સમયઃ ૧૮૪૦ નો.

પહેલી વાંચનમાળાની અગાઉ, નિશાળો મંડાયા પહેલાં, ’ ૫૭ ના બળવાની પૂર્વે : કાળના એ પડદાઓ પાછળ નિરખી શકો છો ? તો નિરખો ત્હારે.

દુર્ગારામજીના પટશિષ્ય ઇચ્છાશંકર વ્યાસના જાદુ-કપટપ્રકાશના ત્રણ ભાગ વાંચ્યા છે ? ભૂવાઓ કોરા કાગળમાં ત્હારે અક્ષર દાખવતા ! લીંબુમાંથી લોહી કહાડતા ! ભૂવાઓની સાથે વાદવિવાદ થતા; ભૂવાઓ દુર્ગારામજીને ડંગોરાનો માર મારવા ઉઠતા.

દલપતરામનો ભૂતનિબન્ધ વાંચ્યો છે ? આજે ૭૨ વર્ષ પછી તો એની કલ્પના યે નહી આવે.

સૂરતના ત્રણ નન્ના હતા; નર્મદ, નવલ ને નન્દશંકરને સંભારો છો. પણ ત્હેમની પહેલાં કેટલાંક વર્ષો ઉપર સૂરતના પાંચ દદ્દા હતા. ત્હેમનામાંના દુર્ગારામ મહેતાજી.

આજે ચકલે ચકલે સૂરતમાં અસહકારીઓ ભાષણો કરે છે. ત્હેમના પૂર્વજ હતા દુર્ગારામ મહેતાજી. એંશીયેક વર્ષ પહેલાં, ૧૮૪૦ માં દુર્ગારામ મહેતાજી સૂરતમાં ચકલે ચકલે ભાષણો કરતા; વિધવાવિવાહ ને જાદુકપટપ્રકાશનાં.

દુર્ગારામજીને સંભાર્યા વિના નર્મદ નહી સ્હમજાય.

નર્મદના ઉગ્યા પૂર્વે ફારબસ સાહેબ સાથે દલપતરામ અંહી—સૂરતમાં આવ્યા હતા, કવિતામાં—આ એંડ્રુસ લાયબ્રેરીમાં દલપતભાષણો થયાં હતાં; હુન્નરખાનની ચ્હડાઇ ને સંપલક્ષ્મીસંવાદ.

ભોળાનાથભાઈની પેઠે નર્મદે યે પિંગળના પહેલા પાઠ દલપત પાસેથી ભણ્યા હતા. નર્મકવિતાના બીજા ભાગના ઉઘડતે જ પાને એ ઋણ નર્મદે ઉચ્ચારેલું છે

અને એ સહુ બન્યું નર્મદના સૂર્યોદયની પહેલા.

કલ્પી શકો છો? જાણવું સ્હેલું નથી, અનુભવવું ખરે! અઘરૂં છે પણ આજે તો કલ્પવું યે અઘરૂં નથી ભાસતું?

એ સહુ વચ્ચે નર્મદનો સૂર્ય ઉગ્યો

૧૮૫૫ થી નર્મદે કાવ્યો લખવા માંડયા, ૧૮૫૭ થી નર્મદે કાવ્યો છપાવા માડયા ' ૫૫માં મંડળી મળવાથી થતા ફાયદા મુંબાઈમા ઉચ્ચાર્યા.

## ૩ મુખ્યત્વે કવિ

નર્મદ સૂર્ય હતો પ્રતાપી ને પ્રોજ્જવળ દઝાડે પણ ખરો. ગગનમા ત્હેના ઘોડા દોડતા

ક મુંબઈમાની નર્મટેકરીનો નર્મદ કવિવર. પરેલમાં, દરિયા ભણી, જૂની વાવટા કાઢીની સમીપે એ નર્મટેકરી હતી, કવિનુ એ પ્રિય સ્થાન. માથે આભ ને પાયે સાગર; અને એ બેની વચ્ચે સાગરનીર ફરતી ઉછેવી ડુંગરમાળ નર્મદને ત્યહાં કંઈ કંઈ સ્ફુરણાઓ સ્ફુરતી.

ખ. નર્મગદ્યમા નર્મદ કહે છે કે પ્રત્યેક મનુષ્ય કવિ છે, કવિને તો માત્ર Expression–વાગીશ્વરીનું 'વરદાન વધારામાં છે.

ઘણે દરજ્જે એ ખરૂં છે. બીજા દેશો કે શહેરો માટે ખરૂં હો વા નહી, સૂરતના અગ્રણીઓને માટે ખરૂં છે.

પ્રો. ગર્જ્જર, Scientist–વિજ્ઞાનશાસ્ત્રી, પણ કવિ હતા.

ચુનીલાલ સરૈયા, દાકતર, શરાફ, પણ કવિ હતા.

પ્રેમચન્દ રાયચન્દ, એક બે પ્રરવા નીકળ્યા, પણ કવિ હતા.

સહુમાં બુદ્ધિની, મનની, ભાવની, કલ્પનાની રસિકતાની અમૂક જાતની ઉછળતી વિશાળતા હતી. દરેક Idealist હતો.

સૂરતના સૂરતીઓમાં જ એક જાતનું Idealism છે. સૂરતીઓની રસિકતા તો સર્વવિદિત છે. ગુજરાતની રસનગરી સૂરત, કાઠિયાવાડની રસનગરી જામનગર.

ગ. Primarily ને above all—પ્રથમતઃ ને મુખ્યત્વે નર્મદ કવિ હતો. ઈંગ્રેજી કવિતાના સંસ્કરણ ગુજરાતીમાં ઉતારનાર એ વાલ્મીકિ; આપણા ઈંગ્રેજી કાવ્ય યુગનો એ આદિ કવિ. દલપતરામનાં અભ્યાસદૂધ સંસ્કૃત ને ચન્દ બરદાઇ ને તુલસીદાસની ભાષા ને સંસ્કૃતિમાંથી; નર્મદના અભ્યાસઉછેર સંસ્કૃત ને ઈંગ્રેજી ઉપરથી.

Great as an emancipator of poetry—કવિતા દેવીની પુણ્યસફરનું સુકાન ફેરવનાર સૂકાની દલપત પછી નર્મદ હતો. ગુજરાતી કવિતાને પ્રાચીન પ્રણાલિકામાંથી નવયુગમાં દલપતે ને પછી નર્મદે મૂકી. સંસ્કૃત અને ઈંગ્રેજીના સંમિશ્રણના સંસ્કાર ગુજરાતીમાં નર્મદે ઉતાર્યા. નવશિક્ષણનો એ પહેલો ફાલ. ૧૮૬૪ માં નવલરામ એને 'new

school' કહે છે, ને 'ત્હેના પારખનાર ને પરીક્ષકનું માન લેવાની અભીલાષા' દાખવે છે.

ઋતુવર્ણન અને મહાકાવ્યની ભાવનામાં સંસ્કૃત ને ઈંગ્રેજી સંસ્કાર હતા; વજી અને અન્ય કાવ્યોમાં ઈંગ્રેજીના ને સામળના સંસ્કાર હતા.

મહાકાવ્ય માટેના નર્મદના પ્રયત્નો હતા, સફળતા નહી. મહાકાવ્યને સુયોગ્ય છન્દનો શોધનવિચાર એને ઉદ્ભવ્યો. રોળા છન્દનો યોગ કીધો; બીજા યે પ્રયોગ કીધા.

નર્મદે પિંગળ રચ્યું છે. રસશાસ્ત્રી હતો, રસશાસ્ત્રો લખ્યાં છે.

૧૮૮૭ માં નવલરામ કહે છે કે એ તો કય્હારનું સર્વાનુમતે સિદ્ધ થઇ ચૂક્યું છે કે આ જમાનાના કવિ તે બે; નર્મદાશંકર ને દલપતરામ. વિ.

ઘરમાં–સંસારમાં એમની કવિતા પેઠી હતી. તે પછી આજ સૂધી બીજા કોની કવિતા એમ ગુજરાતીઓના ઘરમાં કે સંસારમાં પ્રવેશી છે? એ પછીના યુગની કવિતાઓ શાળાઓમાં ને પાઠશાળાઓમાં કંઇક પેઠી છે; કુટુંબોમાં–પ્રજાજીવનમાં નહી.

ઘ. નર્મકવિતા રચતાં, કે નર્મકોશ કરતાં, ને ત્હેનું અર્પણ ગાતાં; મેવાડની મુખ્તેસર હકીકત કહેતાં કે ઇલિયડનુ ભાષન્તર કરતાં; મહાપુરૂષોનાં ટૂંકાં જીવન લખતાં, કે ગુજરાતીઓની સ્થિતિ વર્ણવતાં; રાજ્યરંગ આલેખતાં કે ધર્મવિચાર દાખવતાં; સભાઓ સ્થાપતાં, સંસાર ગજાવતાં,

કે મુંબઇ નગરીને ડોલાવતાં: નર્મદ કવિ હતો. અખંડ અને એક રૂપે કવિ.

ચ. નર્મદે મુંબઇ નગરીને ડોલાવી હતી ૧૮૫૮–૫૯ માં. ૧૮૬૫ મા પ્રેમચન્દ રાયચન્દે ડોલાવી; ૧૯૨૧ ના જૂનના બીજા પખવાડિયામાં ભાઇ મોહનદાસે ડોલાવી, કરોડ રૂપીઆ એકઠા કીધા ત્ય્હારે. ત્ય્હારે જનસાગર ઉછળી રહ્યો હતો, એટ ફરતા અરબ્બી સમુદ્રની સંસારે જાણે સ્પર્ધા માંડી હતી. જીવતે જીવત મુંબઇને ડોલાવનાર એ ત્રણ: નર્મદ, પ્રેમચન્દ, ભાઇ મોહનદાસ. મૃત્યુતિથિએ ડોલાવનાર લોકમાન્ય ટિળક મહારાજ.

ઇતિહાસ ભાખે છે કે નવયુગમાં મુંબઇ નગરીને પહેલવહેલી ડોલાવનાર કવિ નર્મદ.

## ૪. અનેકદેશી સાક્ષરજીવન

ક. નર્મદ મુખ્યત્વે કવિ હતો, ઉપરાન્ત અનેકદેશી સાક્ષર હતો. ને ઘણીખરી દિશાઓમાં વિજયવન્ત સાક્ષર.

આપણા ગદ્યલેખનનો પિતા નર્મદ ને ગોત્રપુરુષ દલપત.

ભાષાશાસ્ત્રી : નર્મકોશ. શાસ્ત્રજ્ઞાન: નર્મકથાકોશ.

અલંકારશાસ્ત્રી: પિંગળ, અલંકારશાસ્ત્ર, નાયકનાયિકાભેદ. પત્રોના તન્ત્રી: ચાબૂક, ડાંડિયો.

નિબન્ધકાર, ભાષણકાર, ભાષાન્તરકાર, ચળવળકાર, ઇતિહાસોના અભ્યાસી, સારા જગતની જનવાર્તા ગુજરાતને ભણાવનાર, નાટકકાર—જો કે નાટકોમાં, ટેનિસનની પેઠે, નપાસ.

નર્મગદ્ય જેવો ગદ્યસંગ્રહ, નર્મકોશ જેવો કોશ, અલંકારશાસ્ત્ર જેવું યે અલંકારશાસ્ત્રઃ ગુજરાતમાં કેટલાં છપાયાં ?

ખ. દલપત ને નર્મદ માત્ર કવિઓ ન હતા; સંસારનેતાઓ હતા.

પારસી ભાઈઓને હમ્મેશાં સાથે રાખતા, બેપરવાઈથી અળગા ન કરતા. એમને ગુજરાતી સાહિત્યની સમસ્ત નાત–હિંદુ મુસલમાન ખ્રીસ્તી પારસી–જમાડવી હતી, એક તડું નહીં. આજ અમે સાક્ષરો તડાં જમાડિયે છીએ.

ગ. કંઇક એવા બીજા બેઃનવલરામ ને ડૉ. હરિહર્ષદ ધ્રુવ· સમર્થ, અનેકદેશી, વનવનના વનરાજો. હરિલાલને વિજયલક્ષ્મી નથી વરી; નવલરામને વરી હતી.

સહેજ એવા મણિલાલ નભૂભાઈ.

બાકી તો નિજનિજની કુંજમાં અમે બધા સાક્ષરો સારા જ છીએ ને ?

ત્યહારે ગુજરાતને નવયુગનું ઘર માંડવાનું હતુંઃ અનેકવિધ સંસારસામગ્રી સાહિત્યકારોએ પૂરવાની હતી.

ઘ. મનુષ્યત્વની એ મહાવ્યક્તિઓ હતી. સ્વ. ભાઈ જયશંકર કરતાં નર્મદ ને મ્હારા કરતાં દલપતરામ મનુષ્યત્વમાં મોટા હતા; અમદાવાદમાં ચીનુભાઈ બેરોનેટ થયા, પણ રણછોડભાઇ મ્હોટા હતા; સૂરતમાં મનુભાઇ વડોદરાના દિવાન ને સર થયા, પણ નન્દશંકરભાઈ મ્હોટા હતા મનુષ્યત્વમાં.

ચ. દલપતનર્મદની હારમાં શોભે એવો તે પછી આપણો એક જ સાક્ષર, અને તે ગોવર્દ્ધનરામ. ૧૮૪૮ થી માંડીને આ નવયુગના ૭૪ વર્ષમાં એ આપણી સાહિત્યની ત્રિમૂર્તિ; બાકી બીજા દેવો પણ છે જ.

ગુર્જર નવસાહિત્યનાં ન્હાનાંમ્હોટાં—સારાખોટાં એ ત્રણ શિખરો.

## ૫. સંસારશાસ્ત્રી

શંખનાદ સંભળાયે, ભૈયા! શૂર પુરુષને તેડું હો !
શું એ કહે સાધુ દેહ છોડે ? શું એ કહે દેવ જાગે હો !
ઠારી કારમો ઉગ્ર ઉછળતો રણનો સુજને લાગે હો !
શંખનાદ.

* * *

હા ભૈયા ! હું તો આ આવ્યો, શંખનાદ હજુ થાયે હો !
નર્મદ કહે, બીજા વીરો પણ કેસરિયાં કરી જાયે હો !
શંખનાદ.

'સુધારો' શબ્દના અર્થ યુગે યુગે બદલાય છે. આજે સુધારો એટલે રાજકીય સુધારાઃ ત્યહારે સુધારો એટલે સંસારસુધારો.

ક. નર્મદ કવિ કરતાં Greater as a social emancipator, નર્મદ સંસારશાસ્ત્રી હતો.

આજે Politicsનો શંખ ફૂંકાય છે, ત્હેવો ૧૮૫૮ થી ૬૫ સુધી નર્મદે મુંબઈમાં Social Reformનો શંખ ફૂંક્યો હતો. ૧૮૫૫ માં નર્મગદ્ય જન્મ્યું; ૧૮૫૬ માં

નર્મકવિતાનાં જમનાજી જન્મ્યાં. બળવાના વર્ષમાં પછી મુંબઈનો Social બળવો જાગ્યો.

શ્રી કૃષ્ણની પેઠે નર્મદ માત્ર સંસારસંગ્રામ બોધનાર ન હતો. ભીષ્મ પિતામહની પેઠે સંગ્રામસેનાધિપતિ, તેમ જ શાન્તિપર્વમાં યુગધર્મનો સ્મૃતિકાર નર્મદ હતો ધર્મવિચાર એટલે નર્મદસ્મૃતિ.

ખ. નર્મદના બે યુગઃ પહેલો ૧૮૫૮થી ૬૫ સુધીનો સંસારમન્થનનો; અને બીજો ઇતિહાસમન્થન ને ધર્મવિચારનો. બન્ને અભ્યાસયોગ્ય છે.

૧ લો યુગઃ બુદ્ધિવર્ધક સભા, મુંબઇ

વ્હેમ, વૈધવ્ય, પરદેશગમન, સ્ત્રીકેળવણી, જ્ઞાતિબન્ધન; સંસારસુધારાના સહુ પ્રશ્નો છેડયા. ડાંડિયો વગાડયો, ચાબૂક ફેરવી. ઉચ્છેદક વિશેષણનો એ નર્મદયુગ હતો.

આજે યદુનાથજી મહારાજ સાથે શાસ્ત્રાર્થ; તો કાલે દલપતરામ અમદાવાદથી આવ્યા છે બુદ્ધિવર્ધકમાં. પરમે મહીપતરામભાઇ વિલાયત ગયા, ને આવ્યે સૂરતમાં નાત બહાર થયા. ચોથે દિવસ કરસનદાસનો મહારાજ લાયબલ કેસ મંડાયો, ને ભાટિયા કોન્સ્પીરસી કેસનો એમાંથી ફણગો ફૂટયો. પાંચમે દિવસે માધવદાસ-ધનકોરબાઈનું કપોળ પુનર્લગ્ન થયું. છઠ્ઠે દિવસે કરસનદાસ વિલાયત ગયા, માંસાહાર ન કરતાં પાછા આવ્યા; અને એ ધર્મરક્ષણહારા મુંબઇમાં નાતબહાર થયા!

મુંબઇમાં રોજ ને રોજ કાંઇક એવું બનતું. નર્મદ ઘણા ખરામાં મોખરે, યુગવમળોના મધ્યમાં ઉભતો.

મુંબઈને ત્યહારે નર્મદે હચમચાવી નાંખ્યું; જાણે સાગર મન્થન માંડયું. સંસારના લોઢ પ્રચંડ ઉછળતા.

ગ. ૧૮૫૯માંનો બુદ્ધિવર્ધકનો એક પ્રસંગ છે. ડા. ભાઉ દાજી પાસે આંખોની દવા કરાવવા દલપતરામ મુંબઈ ગયા હતા. એકદા સભામાં પરદેશગમનનું ભાષણ થયું. દલપતરામે ઉત્તર દીધો કે હું જાઉં, પણ પ્રાયશ્ચિત્ત લેવું પડશે. સભાએ ના પાડી. પછી મહીપતરામભાઈ ને કરસનદાસભાઈ વિલાયત જઈ આવ્યા; સૂરતમુંબઈમાં નાતબહાર મૂકાયા. કપડવણજવાળા હરિલાલભાઈ સેક્રેટરી હતા; સભા વતી ત્હેમનો પછી દલપતરામને કાગળ આવ્યો કે હવે જાઓ તો સભા ખર્ચ આપે.

દલપતરામે કહ્યુઃ એક બારણું મહીપતરામે વાસ્યું, ને બીજું કરસનદાસે વાસ્યુ. હવે દેશ જાણી ગયો કે વિલાયત જાય તે નાતબહાર.

મહીપતરામ દુર્ગારામસંગતે નાતઅકારા થયા હતા; કરસનદાસ લાયબલ કેસથી નાતઅકારા થયા હતા. એક્કે માત્ર પરદેશગમનને કારણે નાતબહાર ન્હોતા મૂકાયા.

અન્ય પ્રસંગ વિશે નવલરામભાઈની નોંધ છે કે "દલપતરામ જેવાના હાથમાં સુધારાનું સૂકાન હોત તો આમ એ ન બગડત."

ઘ. નર્મદનો બીજો યુગ મંડાયો ઇતિહાસવિચારણાથી. ગુજરાતીઓની સ્થિતિ, હિન્દુઓની પડતી, સૂરતની–મેવાડની મુખ્તેસર હકીકત, રાજ્યરંગ; એ ઇતિહાસો લખાયા. સંસ્કૃતિઓની ઉથલપાથલના નિયમો, ઈતિહાસનુ તારતમ્ય,

સંસારશાસ્ત્રનો ઐતિહાસિક ને શાસ્ત્રીય અભ્યાસ પછી નર્મદે ઢોંઢ-હોયકોભર કીધો.

સુધારાવાળાઓના અનુભવ થયા હતા; જદુનાથજી મહારાજ સાથે વિધવાવિવાહનો શાસ્ત્રાર્થ કરવા જતાં એકલા જવું પડેયું હતું.

એવામાં મહર્ષિ દયાનન્દ સરસ્વતીનાં દુંદુભી ગડગડયાં, સ્વામીજીની ધાર્મિક ને આર્યસંસ્કૃતિની ઘોષણાઓ ગાજી. હિન્દ ઉપર, નર્મદ ઉપર એની અસરો થઈ. શારદાપીઠમાંથી સંસારમાં સંસ્કૃતના ભાષાજ્ઞાનનું વિસ્તરણ પણ થયું. થિયોસોફી આવી. સંસાર જાગી ઉઠયો. Politics કંઈક રહમજ્યે યૂરોપનો મોહ પણ ઉતર્યો.

પરિણામે ધર્મવિચાર લખાયા. સુધારાવાળાની છાવણીમાં જાણે બંબગોળો પડયો.

સહુ કોઈ કબૂલશે કે ધર્મવિચારમાં યે નર્મદનું એટલું જ સ્પષ્ટવકતૃત્વ છે. જીંદગીના સિદ્ધાન્તોની ભૂલ કબૂલવાનું વડું ને ઇતિહાસવિરલ પુરુષાતન નર્મદે દાખવ્યુ છે. એમાં યે બહાદુરી જોઇએ.

પછી જેસળ જગનો ચોરટો તે જેસળ જગનો પીર થયો, એટએટલા ફેરફાર ને ઉથલપાથલ નર્મદમાં ત્હારે થયાં.

ચ એ સમયનો ઉપસંહાર ગોવર્ધનભાઈ ને નવલરામભાઈના શબ્દોમાં છે, નવલગ્રન્થાવલિનાં ઉપોદ્દ્ઘાતમાં (પાં. ૬૮–૬૯).

"આ સંકલ્પવિકલ્પ ચાલે છે એવામાં મુંબઈમાં નર્મદાશંકરે બાજુ બદલી લખાણુ કરવા માંડયાં; અને જેવા

વેગથી પ્રથમ સુધારાનાં વાજાં વગાડતા હતા તેથી વધારે વેગથી સુધારાની સ્હામે ગુંડો લેઈ, એક જૂદી જ જાતના આર્ય માર્ગ પર, જૂના પન્થનો રણુડંકો વગાડવા લાગ્યા. ગુજરાતીના અધિપતિએ કવિના સ્હામું યુદ્ધ કરનાર કોઈ શોધ્યો, અને નવલરામે એમનું આમન્ત્રણ સ્વીકાર્યું. ફેર માત્ર એટલો પડયો કે કવિને પ્રત્યુત્તર દેવાનું લખાણ નવલરામ જીવતાં પ્રસિદ્ધ ન થઈ શકયું, અને ત્હેમના મરણ પછી નવલગ્રન્થાવલિના બીજા ભાગમાં 'સુધારાના ઇતિહાસનું વિવેચન' એ નામે એ લખાણ મૂકવાનું રહ્યું તે મૂકયું છે. આ લખાણ સંપૂર્ણ નથી, પણ એના સંબંધી કેટલુંક ટિપ્પણ કરી રાખેલું તે સૂચક છે અને એ લખાણની સાથે વાંચવા યોગ્ય છે.

* * * *

૧૮૪૪, માનવધર્મ સભા. (૧૮૪૩ દુર્ગારામ સુધારામાં ચકચૂર હતા.)

* * * *

"૧૮૫૮, અમદાવાદની ધર્મસભા, હોપ ચોપડીઓ. ૧૮૫૫, સત્યપ્રકાશ. ૧૮૫૭, નર્મકવિતા. ૧૯૬૦, જદુનાથજી ને નર્મદાશંકર લ્હડયા. ૧૮૫૦–૫૧, બુદ્ધિવર્ધક. ૧૮૬૦, મહીપતરામ વિલાયત ગયા.

૧૮૬૪–૬૫, ડાહિયો–બે પક્ષ પડયા, કુસંપ.

૧૮૭૧, અમદાવાદ પ્રાર્થનાસમાજ, કૃષ્ણદાસનું મરણ. ૧૮૭૫–૭૬, મુંબઈ આર્યસમાજ, દેશી કારીગરીનાં ભાષણો.

* * * *

"સુધારાનો મન્દ મન્દ પણ સતત પ્રવાહ ચાલ્યો જાય છે; પણ તે દેશકાળને પ્રતાપે, સુધારાવાળાના જોરથી નહી.

"દલપતરામ ને દુર્ગારામનો સુધારો ધીરો, દેશકાળને અનુસરતો, યોગ્ય શૈલીમાં, ખરી દેશદાઝનો, ને અભિમાન ખાતર નહી. બીજામાં જુવાનિયા દાખલ થયા અથવા કર્તા-તે દુનિયાથી અજ્ઞાન, દેશી વિદ્યાથી અજાણ્યા, અભિમાનની મૂર્તિ. એના બે ફાંટા.

"૧. અમદાવાદી, ટાહેલાંખોર; નીતિ ખરી પણ ખરી ને ડોળ પણ ખરો. ગુજરાતી સારૂં ભણેલા, પણ કૂવાનાં દેડકાં; Stationary, ખંધા.

"૨. સુરતી, ભરૂચી, સ્વચ્છંદી; નીતિનો બન્ધ કે લાજ નહી. સાધારણ ઇંગ્રેજી ભણેલા, રસલીન, પ્રેમાળ, ઇર્ષ્યાખોર. પતરાજી, વ્યભિચાર, છાકટપણું, પોશાકની વિચિત્રતા.

"બન્નેએ ધર્મખંડન શરૂ કર્યું. મદ્યપાન એ Baptism થયું. સુધારાની આબરૂ ખોઈ, દારૂડિયો સુધારો કહેવાયો. જૂના લોક કકડાવીને સ્હામા થયા, અને જાણ્યું કે આ તો દુશ્મનો જ ઉભા થયા છે. આ ખરાબી એવી થઇ કે ત્હેનો બદલો વળી શકવાનો નથી-દલપતરામ જેવાને હાથ હોત તો આમ થાત નહી. ધર્મોદ્ધારણ ને સંસારસુધારો એ બે નોખા વિષયો છેઃ નાતવરા ઓછા કરાવવા ત્હેમાં ધર્મ પર હુમલો શું કરવા જોઇએ? ઇત્યાદિ.

"આ જુવાનિયા ન હતા તે પહેલાં બે સુધારા હતા તેઃ

"૧. દલપતરામ, ભાષણિયા સુધારો, (જૂની કૅાંગ્રેસના જેવો, ના. ’દ. ક.) પરહેજગાર (negative), ભલો, સુદ્ધો, વાણિયાશાઇ, વ્યવહારશુદ્ધ. ઇત્યાદિ.

"૨. એનો પ્રતિસ્પર્ધી સુધારોઃ રસિયો, ગદ્ધાપચ્ચીસી, લાકડિયો સુધારો, છકેલો, ઉન્મત્ત, Anti-caste, ઇર્ષ્યા, પ્રપંચ, રસોન્મત્ત, કુસંપ:" વિગેરે.

નવલરામ-ગોવર્દ્ધનરામની આ મીમાંસામાં હું ઉમેરીશ એક માંસાહાર.

ગુજરાતના એક આગેવાન ગણાતા સુધારક કહેતા Killing is no sin. એમની દલીલો એવી હતી કે "એક પાણીનો ઘૂંટડો પીઓ એમાં કેટલા પોરા મરે છે? એક શ્વાસ લ્યો ત્હેમાં કેટલા હવાના જન્તુઓ હણાય છે? હિંસા વિના મનુષ્ય જીવી શકે નહી; માટે Killing is no sin. હિંસા એ પાપ નથી."

છ. સુધારાવાળાઓને રૂઢીબન્ધનમાંથી છૂટવું હતું એમ તેઓ કહે છે. કેટલાક છૂટયા? અબોટિયાં ઉતર્યાં, પણ Evening suits નાં કાળાં કોટપાટલૂન વિના ચાલ્યું? હિન્દના મુગટા ઉતાર્યા; યૂરોપના મુગટા પ્હેર્યા કે નહી? હિન્દુ રૂઢીઓ ઉતારી, ઇંગ્રેજી રૂઢીઓના વાઘા સજ્યા. ચ્હૂલામાંથી હોલામાં પડયા; પણ રૂઢીબન્ધનમાં જ, કે નહી? રૂઢીબન્ધનમાંથી કોણ કોણ ને કીયા સુધારાવાળા છૂટયા?

રૂઢીબન્ધનમાંથી–સંસારના કાયદાઓમાંથી–સંસારના Law and Order માંથી–સાંસારિક Discipline માંથી કોણ? અને ક્યહારે? અને કેટલું? છૂટી શકે એ પણ સંસારશાસ્ત્રના મહાપ્રશ્ન છે. કેટલા સુધારાવાળાઓએ વિચાર્યો છે? 'ધાર્મિક–સાંસારિક બંડ' નો બોધ પ્રજાને બોધનારી School *politics* માં Law *and Order* શીખવે છે, ને

શોધે છે. આટલે વર્ષે પામેલું એ જ્ઞાન Social માં ઉતારે તો સારૂં. નર્મદને એ અનુભવજ્ઞાન પાછળથી થયું હતું.

સાંસારિક નિયમોના, વ્યક્તિગત કે સામુદાયિક, 'સવિનય' તો નહી પણ નવલરામના શબ્દોમાં 'ગદ્ધાપચ્ચીસી'ના ભંગ ગમે તે ને ગમે ત્હારે કરી શકે કે? આપણા રાજનીતિજ્ઞોએ તો સંજોગો તપાસવા, પ્રજાનો તાગ લેવા કમિટિ નીમી છે. ભૂલ છે? જો કે પ્રજા-ઘણે ભાગે તો નપાસ થવાની છે; પણ સૂરતે તો ઝૂકાવ્યું છે ને?

નવલરામ લખે છે કે મદ્યપાન સુધારાનું Baptism થયું. ને મણિલાલના કાન્તા નાટકની સમાલોચનામાં નવલરામ એને 'હાલનો દારૂડિયો સુધારો' કહે છેઃ ખોટું છે? મદ્યપાન ને માંસાહારમાંથી કેટલા આગેવાન સુધારાવાળાઓ-કે ત્હેમનાં કુટુંબ-બચ્ચાં છે?

૧૮૮૧-૮૨ માં પાકટ ઉમ્મરે નવલરામભાઈ કહે છેઃ "દલપતરામ જેવાને હાથ હોત તો આમ થાત નહી."

"દલપતરામ ને દુર્ગારામનો સુધારો ધીરો; દેશકાળને અનુસરતો, યોગ્ય શૈલીમાં, ખરી દેશદાઝનો, ને અભિમાન ને ખાતર નહી." એ નવલરામના શબ્દો. સાહિત્યમાં, સંસારમાં ધર્મમાં, Politics માં Law and Order નો સિદ્ધાન્ત ખોટો નથી; Freedom ને નામે થતા અત્યાચારો ખોટા છે. Liberty તે lisence નથી.

## ૬. દલપત-નર્મદ

૪. ગયા ફેબ્રુવારીમાં, ઈસ્વી ૧૯૨૨ માં, ગઈ વસન્ત પંચમીએ મુંબઈમાં દલપતજયન્તી પારસી રાજકીય સભાએ

ઉજવી હતી. મ્હને ન્હોતર્યો હતો. ત્હારે કહ્યું હતું કે નર્મદને સંભાર્યા વિના દલપતજયન્તી અધૂરી રહે.

આજ કહું છું કે દલપતને સંભાર્યા શિવાય નર્મદનું શ્રાદ્ધ અધૂરૂં રહે. અને ત્હેમાં ય આજ–ભાદ્રપદની કૃષ્ણ તૃતિયાએ. આજ તો નર્મદદલપત બન્ને-ય–ની શ્રાદ્ધ-તિથિ છે.

શંકરાચાર્ય ને મંડનમિશ્રનાં જીવન તદ્દન જૂદાં પાડી કોણ શકશે ?

શંકર ભગવાન ને મંડનમિશ્રાચાર્યનો માહીષ્મતિ નગરીમાંનો શાસ્ત્રાર્થ ને જ્ઞાનસ્પર્ધા સર્વવિદિત છે. પણ તે ઉભય મહાવિદ્વાનોના સામ્યધર્મનો કેટલાઓએ વિચાર કીધો છે?

ખ. દલપતનર્મદની સ્પર્ધા ઇતિહાસજાણીતી છે; સાક્ષરી, તેમ જ સુધારાની. ઠરેલ નવલરામભાઇની યે તુલા ત્હારે ઘડીક સ્થિર ન્હોતી રહી.

૧૯૦૫ ની પહેલવહેલી સાહિત્યપરિષદમાં કાન્ત–રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે કહ્યું હતું કે હું-આ ભાવણકતો એક મ્હોટો કવિ જાગ્યો છું.

૧૮૯૩ માં રા. રમણભાઇએ ઉચ્ચાર્યું હતું કે ગુજરાતી સાહિત્યના ખારા સાગરમાં મીઠી વીરડી એક રા. નરસિંહરાવની કુસુમમાળા છે. ભક્તકવિ તો એક ભોળાનાથભાઇ; નરસિંહમીરાંથી યે મ્હડે.

એમ ૧૮૬૭ માં નવલરામભાઇ ઉચ્ચર્યા હતા કે નર્મદની હારમાં પ્રેમાનન્દ એક કાંઇક આવે તો. ૧૮૭૦ માં અમદાવાદમાંની દલપતરામની પહેલી મુલાકાતનું વર્ણન

નવલરામે લખ્યુ છે. ૧૮૬૪ માં પ્રસંગ પ્રમાણે નવલરામના એ મત હતા; 'The Ahmedabad fellow of the old school', અને 'ગુજરાત પ્રાન્તના કવીશ્વર.'

દલપતશૈલીના યે પ્રસંશકો લગભગ એવું જ કહેતા કે દલપતરામ તો न भूतो, न भविष्यति. એવાં વચનો પ્રસંશાત્મક છે, તુલનાત્મક નથી.

એક જ આંખે જોવાની ને એક જ છાબડે તોળવાની એ ભૂલો છે. બે આંખે જોતાં ને બે છાબડે સ્થિર તુલાએ તોળતા એ ભૂલો સુધરે. નવલરામે ને મણિશંકરે તો એ ભૂલો સુધારી છે.

ગ. દલપતનર્મદની સાક્ષરી સ્પર્ધાનો એક નમૂનો કહું. 'કીધાં ઢાંકણ કાચના'ની પાદપૂર્તિ કરવાની હતી.

દલપતે કીધી કે ઘટમા જે ઘૂંટાય, છાનુ છેક રહે નહીં;
બે બાકે દેખાય, કીધાં ઢાંકણ કાચનાં.
નર્મદે કીધી કે જ્ઞાતિભેદ તોડવો, બાકી હવે એટલુ છે;
બારણુબ્હારીઓ થઈ, કીધાં ઢાંકણ કાચનાં.

ઘ. દલપતનર્મદની સુધારાની સ્પર્ધા યે દેશજાણીતી છે.

નર્મદઃ સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે.

એ નર્મદઉદ્‌બોધન. એ પ્રેરણાગીત છે, શૈલીગીત નથી.

દલપતરામ કહેતાઃ ધીરે ધીરે સુધારનો સાર,
સજન ! સંભળાવજો ધીરે ધીરે સુધારાનો સાર.

માંકડાં લઈને માનવી બેઠો નાવમાં દઈને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં પડે કૂદી પાણીને પૂર' સજન વિ.

કવિઓની વાણુ ગમે ત્હારે પણ ફળે; વર્ષો પછી યે ફળે. અને મુંબઈના ને ચૌરી ચોરાના તોફાનોમાં દલપતનુ દાખ્યું રાજકીય સુધારકોએ આજ આટલે વર્ષે અનુભવ્યુ નથી ?

ભલો ભાળી ઉપરનો આભાસ રૂપે નવ રાચિયે,
ત્હેના ગુણનો કરીએ તપાસ સદા બુદ્ધિ સાચીએ.
કટકા કાચ બિલોરના રે સાકર સમ શોભાય;
ભોજનમા ભેળાવિયે તો તે ખાનારનો જીવ જાયઃ
રૂપે નવ રાચિયે.

યૂરોપીય સુધારાની અતિશયતાનો ભરતખંડને એવો દલપતભાખ્યો અનુભવ થયો એમ ભાઈ મોહનદાસ સ્વયં આજ ભાખે છે.

ચ. અન્તે ૧૮૮૧-૮૨ માં સુધારા પરત્વે ને ૧૮૮૭ માં કવિતા પરત્વે નવલરામભાઈની તુલા ઠરી; ધર્મવિચારનો ઉત્તર લખતાં સુધારા વિશેના વિચારોની નોધમા, અને નર્મકવિતાની પ્રસ્તાવનામા. સારૂ ગુજરાત એ જાણે છે.

છ. દલપતનર્મદના મતભેદો ઉપર એકદેશી ભાર બહુ મૂકાયા છે; સામ્ય કેટકેટલાઓએ વિચાર્યાં છે ?

દલપતનર્મદના સામ્યધર્મ ન્હાના ન્હોતા, કે થોડા નથી.

એક સામ્યધર્મ નવલે ભાખ્યો છેઃ ' ક્યહારનુ સર્વાનુમતે ' સિદ્ધ થયું છે કે આ જમાનાના કવિ તે બે; નર્મદ ને દલપત

૧. રણ તો ધીરાનું, ધીરાનુ; નહી ઉતાવળા-કાયરનું; રણ તો. નર્મદની શૈલી વર્ણવતાં માત્ર ' યા હોમ ' કેમ બોલાય છે? ને આ પદ કેમ વિસારાય છે? મનાય છે ને કહેવાય છે એટલો દલપતનર્મદનો શૈલીભેદ ન હતો.

૨. બન્ને મહાન સંસારશાસ્ત્રીઓ હતા. બન્ને સંસારના રોગ પારખી ધનવન્તરીપણું કરતા; બન્ને સંસાર-વૈદ્યો હતા; પોતાના યુગના યુગધર્મ દાખવનાર હતા. દલપતકાવ્ય ને નર્મકવિતા જાણે નવયુગના યુગધર્મની યુગસ્મૃતિઓ છે. નવજીવનની ભાગીરથી ત્ય્હાંથી પ્રગટી; એ ગંગોત્રી ને એ જમનોત્રીમાંથી.

૩. બન્ને અખંડ દેશહિતચિન્તક ને દેશસેવક હતાઃ ગુજરાતના First great full-time social servants, લોકસેવા ને દેશદાઝ બન્નેના જીવનમન્ત્રો હતા.

૪. બન્નેની સાક્ષરતા ને સાક્ષરજીવનની ભાવના એક હતી. Art for Art's sake નહી, પણ Art for a Purpose. બન્નેને મતે દેશોદ્ધાર માટે સાક્ષરતા ને લોકહિતાર્થે સાક્ષરજીવન હતા. Poetry with Purpose: એ બન્નેનો સાહિત્યમન્ત્ર રુચિ નહી, દેશકલ્યાણ; મનગમતાં ગીતો ગાવાને કવિતા નહી, લોકહિતનાં ગીતો ગાવાને માટે કવિતા; હેતુ પુરસ્સર કવિતવિધાન એ બન્નેયનો સાક્ષરી બોલ.

૫. બન્ને યે સાહિત્યના સંન્યાસીઓ હતા.

આજે બાગો પડે છે કે ફલાણાએ નોકરી તજી, નિવૃત્તિનિવાસ કીધો, વકીલાત છોડી. અમદાવાદમાં તો પાટિયાં યે ઉતર્યાં નથી, ઝભ્ભા યે ટળ્યા નથી, સણુંદ પાછી નથી ગઈ. બાહ્યાચાર થયો છે, વકીલી ને વકીલીની લાલસા ને ભાવના નથી ગયાં. ને એવાઓ છે ગુજરાત પ્રાન્તના અસહકારના–સત્યાગ્રહના નેતાઓ ! ભાઈ મોહનદાસને એવા બાહ્યાચારના ઢોંગ જોઈતા હતા ? કે Change

of heart ? (આ લખાયા પછી છેલ્લા એકાદ વર્ષમાં અમદાવાદના વકીલાત છોડેલા પાંચેક વકીલોમાંથી ત્રણે વકીલાત પાછી શરૂ કરી છે.)

સાહિત્યના એ ગૃહસ્થસંન્યાસીઓમાંથી દલપતરામે આરંભકાળમાં દોઢેક વર્ષ સરકારી નોકરી કરી, પછી સદાની તજી; ને ગુ. વ. સો. ની સાહિત્યસેવામાં જીવન અર્પ્યું. નર્મદે ૨૪ વર્ષ નોકરી તજી સાહિત્યસંન્યાસ સેવ્યો. છેવટે ગોકળદાસ તેજપાળ બોર્ડિંગના સુપરિન્ટેન્ડન્ટ થયા.

દલપતનર્મદને પગલે ગોવર્ધન ને ગાંધી. બન્ને યે કેટલાંક વર્ષો વકીલાત કરી, પછી સદાની છોડી. ભાઈ મોહનદાસની ગુજરાતની છાવણીમાં બેરીષ્ટરી–વકીલાત સદાની છોડનારા કોણ કોણ ?

બધે યે સારા તો થોડાક જ હોય છે ? છતા અસહકારમાં તો એવો કોઈક જ.

જ. દલપતનર્મદ આખરે મળ્યા હતા. જીવનના સંધ્યાકાળે એમનો સંગમસમાગમ થયો. એ સંગમકથા કેમ થોડા જાણે છે ? કે બોલે છે ?

એ સંગમસમાગમ સૂરતમાં થયો હતો; આ પ્રયાગમાં જ ગંગાજમનાનાં એ પૂર મળ્યાં હતાં. નર્મદનું સરસ્વતીમન્દિર સ્થપાયું ત્હારે દલપતરામે કવિતા ગાઇ હતી. દલપતકાવ્યમાં તે છપાયેલી છે.

દલપતરામના જેષ્ટ પુત્રનું, મ્હારા સૌથી મ્હોટા ભાઇ મોહનલાલનું લગ્ન અંહી સૂરતમાં થયું હતું. જાનનો જાની-

વાસો ને જાનનો માંડવો કવિની પાડોશમાં હતાં. ન્હેવાઇ તરફથી પ્હેરામણીની પાઘડી પહેલી કવિને બન્ધાવાઈ હતી.

સુરતમાં કવિ એટલે નર્મદ; અમદાવાદમાં કવિ એટલે દલપત.

બન્ને ગુર્જરનૌકાના સૂકાનીઓ હતા; કોલમ્બસની પેઠે નવયુગના મહાસાગરમાં નવનવા માર્ગ યથાશક્તિમતિ ખેડતા–ખેડાવતા.

એક સેનાધિપતિ હતા, એક સેનાધિપતિઓનું યે સારથીપણું કરતા.

૭. એ સંસારપ્રશ્નો

ક. આજે ક્‌ય્હાં છે એ સૌ? Social Reformના એ Moderates કે Extremists, Rationalists કે Nationalists આજ ક્‌ય્હાં સન્તાઇ બેઠા છે?

ધાંધલિયા કે ધીરા, ઉચ્છેદક કે સંરક્ષક, નવીનો કે સનાતનીઓ આજે છે ક્‌ય્હાં? ૧૮૪૦ થી ચર્ચાતા એ સંસાર-પ્રશ્નોનો નિવેડો આવી ગયો છે? પોણોસો–એંશી વર્ષે યે શુદ્ધ કે મદ્યમાંસવર્જીત સંસારસુધારાનાં પગલાં ગુજરાતમાં કેટલાં ભરાયાં?

જાદુકપટપ્રકાશથી દુર્ગારામે કામણુ ટૂમણુ મૂઠ જાદુને ઈતિહાસવાસી કીધાંઃ ભૂતનિબન્ધથી દલપતરામે ન્હેમયવનને ભગાડયો.

સંસારપ્રશ્નોનો એવો નિર્ણય થઈ ગયો છે, કે થશે?

ખ. સંસારમાં ને ધર્મમાં તો સ્વરાજ્ય છે ને? સ્વરાજ્યસયો સંસાર સિદ્ધો ચાલે છે? પોણોસો વર્ષે યે,

સંસારમાં સ્વરાજ્ય છતા, સંસાર સુધારી રહ્યા છો ? કેટલો સુધાર્યો ? ગુજરાતમાં કેટકેટલા ધર્મમન્દિરોમાં કોર્ટના રિસીવરો પેઠા નથી ? વિચાર્યું છે ?

એ સંસારપ્રશ્નોના ઉકેલ ક્યહારે લાવશો ?

દલપતે ને નર્મદે દાખવેલા ઉકેલથી અન્યથા ઉકેલ કોણે ને શા શા દાખવ્યા ?

દલપતકાવ્ય ને નર્મકવિતા આ નવયુગના યુગધર્મની આદ્યસ્મૃતિઓ છે.

ગ. નવલરામભાઇનો એક લેખ છે કે શું સુધારો નિષ્ફળ ગયો છે ? ઉત્તરમા નવલરામભાઇ લખે છેઃ સુધારાનો મન્દ મન્દ પણ સતત પ્રવાહ ચાલ્યો જાય છે, પણ તે દેશકાળને પ્રતાપે, સુધારાવાળા જોરથી નહી.”

ખરૂ છે. પ્રાયશઃ **સુધારો નિષ્ફળ ગયો નથી, સુધારાવાળા નિષ્ફળ ગયા છે.**

સુધારાની એ ભાવનાને આર્યભાવના ઉપર *engraft* કીધે હજી યે સફલતા સધાય.

નિષ્ફળ જવાનુ કારણે ? કારણો નવલરામભાઇએ કહ્યા છેઃ ‘ હાલનો દારૂડિયો સુધારો; ’ ‘ મદ્યપાન એ Baptism થયું;’ દેશે જાણ્યુ કે ‘ આ તો દુશ્મનો જ ઉભા થયા છે,’ મદ્યપાન, માંસાહાર,–‘ છાટકપણું ’ ને ‘ પોશાકની વિચિત્રતા; ’ એવાં કારણો સાથે નવલરામભાઇ તો ‘ વ્યભિચાર ’ પણ ઉમેરે છે.

હિન્દુ રૂઢીઓને બદલે યૂરોપી રૂઢીવશ સુધારકોનું જીવનવિધાન થયું. એ સંસારસુધારાના પાયા કરી ઉપર સુધારાના મહેલ માંડયા મંડાશે ખરા ?

કેટલાક સુધારકોના જીવનક્રમ જૂના માણસોના બોલ ખરા પાડે છે કે ' એ તો સુધરી ગયો છે '–અર્થાત બગડી ગયો છે, ' કિરસ્તાન થઈ ગયો છે,' ' ઘરમા ગોઢ્ઢેમ પેઠું.'

આર્યસંસ્કારવન્તો સુધારો ખોટો નથી, કેટલાક આગેવાન કહેવાતા સુધારકોના જીવન ને કુટુંબજીવન ખોટા છે. ધર્મવિચારમા નર્મદે સુધારાની ઉણપો પૂરી છે નર્મદના જીવનના બન્ને યુગના સરવાળાબાદબાકીથી સાચ્ચો–શુદ્ધ સુધારો તારવાશે

સંસારસુધાગના દેવ સાચ્ચા છે, અગ્રણી પૂજારીઓ સાચ્ચા નથી

સુધારાપક્ષની નવલરામભાઈની એ પરીક્ષા, એ સંસારસમીક્ષા, મુખ્યત્વે સાચ્ચી નથી એમ ગોવર્ધનરામભાઈ તો નવલજીવનમા કહેતા નથી.

૮ ઉપસંહાર નર્મદ ગુજરાતના નવયુગનો મહાપુરુષ.

નર્મદ Was great as a poet, Greater as a social thinker, Greatest as a man.

નર્મદ સાહસવીર હતો, પ્રેમશૌર્ય એની વીરહાકલ હતી.

કે નવયુગના છેલ્લા ૭૫ વર્ષમા ગુજરાતમાંના કેટલાને વીર નર કહી શકાશે ? શ્રીકૃષ્ણે અર્જુનને 'નરપુંગવ !' ' ભરતર્ષભ !' સમ્બોધેલ છે. પોણોસો વર્ષમા કેટલા ગુજરાતીઓને એમ ' બલધારી ' કહી સમ્બોધી શકાશે ? ગુજરાતમા નવયુગના નર્મદ જેવા યે ન્હાનકડા અર્જુન કોણ કોણ ?

ગુજરાતના નવયુગનો એ મહાપુરુષ હતો.

ખ. કઠોપનિષદની શિક્ષાવલ્લીમાં ઋષિમુનીતપસ્વીઓએ પણ કહ્યું છે કે અમારાં યે સુચરિત હોય તે લેજો, नो इतराणि.

નર્મદની યે જીવનની વિચારની કવિતાની ભૂલો ન હતી એમ નહી. નવલરામભાઇના અવતરણોમાં એમાંની ઘણીખરી કહેવાઇ ગઈ છે. નર્મદનાં યે આપણે સુચરિત-લેવાનાં છે; नो इतराणि.

જમેઉધારની બાદબાકી પછી પણ સરવાળે નર્મદ મનુષ્ય તરીકે મહાવ્યક્તિ હતો.

ગ. સંસારને હલમલાવનાર નર્મદ Great power મહાશક્તિ હતો. કોઇ વાર સંસારને હલાવી જોયો છે? આ ભીંતને તો હલાવો. ડુંગરને તો ક્યહાં હલાવીએ? સંસારના પર્વતપ્રદેશને યે જે તે હલમલાવી શકતા નથી.

ઘ. કોઇ પણ ન્હાનો કે મ્હોટો સાચ્ચો કવિ સ્વદેશાભિમાન વિનાનો જાણ્યો છે? હોમર કે મિલ્ટન કે શેક્સપિયર; કાલિદાસ, ચન્દ બરદાઇ, કે ભૂખણ; બાયરન કે શ્રી હર્ષ; ફિરદોસી કે ડાન્ટે; દલપત કે નર્મદ?

નર્મદ Great patriot—મહાદેશપ્રેમી હતો.

સૂરતીઓ! ત્હમારા ઇતિહાસથી મગરૂર થાવ. 'સ્વદેશાભિમાન' શબ્દ સૂરતમાં ઘડાયો છે; ત્હમારા વીરપુત્ર નર્મદે ગુજરાતી શબ્દકોશમાં ઉમેરેલો છે.

ચ. ટેકી, બહાદુર, સાહસિક, નીડર; એ વિશેષણોનાં Import—અર્થસંદર્ભ આપણે પૂરા સ્હમજીએ છીએ! એ ભાવ અનુભવ્યા છે?

શિશોદિયા અટંકા હતા; સ્પાર્ટનો યે અટંકા હતા. ૨૪ વર્ષ નર્મદે સાહિત્યસંન્યાસનું વ્રત પાળ્યું. આપણે નોકરીમાં ઉછરેલા એ વ્રતને, એ અટંકાના ટેકને, શું સ્હમજવાના હતા?

એ કેસરીને કાંધ પડી ન હતી. છેવટે—જીવનના સૂર્યાસ્તસમયે ઘરડા સિંહને મિત્રોએ પાંજરે પૂર્યો. સ્હામા પૂરે તરનારો નર્મદ નર હતો.

નવલરામ નર્મદને સમયમૂર્તિ કહે છે. એ સમય—એ યુગ પૂરો થયો છે? એ સંસારપ્રશ્નોનો નિવેડો આવી બીજો યુગ મંડાયો છે? નર્મદ આપણા યુગની સમયમૂર્તિ હતો, આપણા યુગનો મહાપુરૂષ હતો.

નર્મદને જન્મ્યે ૮૫ વર્ષ વીતી ગયાં; નર્મદને દેવ થયે ૩૫ વર્ષ ઉગી આથમી ગયાં. ગુજરાતી સાક્ષરતામાં બીજો નર્મદ પાકવો હજી બાકી છે.

સૂરતનો એ સ્પાર્ટન, સૂરતનો એ શિશોદિયો, સંસારના રણસંગ્રામનો એ મહાયોધ નર્મદ હતો.

જનની! જણ તો ભક્તજન, કાં દાતા, કાં શૂર;
નહી તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

અહોભાગ્ય સૂરત! ત્હારૂં. એ શૂર પુત્રને જન્મ આપી સૂરત! ત્હેં ત્હારૂં નૂર રાખ્યું છે.

એ સંસારયોધનું આજે શ્રાદ્ધ સૂરતે સરાવ્યું; અને એમાં મ્હારી શ્રદ્ધાંજલિ સમર્પું છું.

છ. શું જોશો તનની છબિ? ત્હેમાં નથી નવાઈ;
નિરખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઇ!

ત્રિકાળભેદી એ દલપતશબ્દ છે; સહુ સાક્ષરો પરત્વે સાચો છે સદાનો.

નર્મદનો કીર્તિસ્થંભ આ છબિ ઉપર નથી, કે મ્હારા–ત્હમારા ગુણગાન ઉપર નથી. દેવમન્દિરના ત્રણ શિખરો સમાં નર્મગદ્ય નર્મકવિતા નર્મકોશઃ એ છે નર્મદનાં ત્રણ અમર કીર્તિશિખરો.

શિવજીને ત્રણ પાંખડીનું બીલીપત્ર ચ્હડે છે; નર્મદને શિરે યે નર્મગદ્ય નર્મકવિતા નર્મકોશ એ ત્રણ પાંખડિયાળો સાહિત્યમુગટ ચિરંજીવ વિરાજે છે.

નર્મદનું આયુષ્ય ત્રેપનેક વર્ષનું હતું; નર્મદનું કીર્તિ-આયુષ્ય ગુજરાતી ભાષાના આયુષ્ય જેટલું તો છે જ.

# કવિવર દયારામભાઇ

(વામનદ્વાદશી, સં. ૧૯૮૧, રવિવાર, તા. ૩૦ ઓગસ્ટ ૧૯૨૫ ને રોજ શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા અમદાવાદે પ્રેમાભાઈ હોલમાં ઉજવેલી દયારામજયન્તીમાં પ્રમુખપદેથી કીધેલું વ્યાખ્યાન.)

मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद!

વૈષ્ણવજન હો !

રેવાજીની પનઇમાં બેઠાં છો ? નર્મદાના મનોહારી જલપ્રવાહ ઉપર પનઇબેઠાં યે તર્યાં છો ? અને એવે અવસરે કરનાળીના ડુંગરઉંચા ઘાટ ઉપરથી કોઇએ બંસી છેડી સાંભળી છે ? જાણે ગગનમાંથી વરસતી મધુરપની ફરફર.

એવી દયારામભાઇની કવિતા છે.

આજ ઘડીક એને વિચારિયે ને માણિયે.

નથી એ બંસીબોલ પ્રેમાનન્દની કે સામળની કે અખાની કવિતામાં; નથી દલપતમાં નર્મદમાં કે ગોવર્ધનમાં.

ગુણવિશિષ્ટતાએ દયારામ ગુર્જર સાહિત્યમાં અજોડ છે.

ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડણહારો તો દયારામ. થોડી ઝાઝેરિક છેડી છે નરસિંહ–મીરાંએ; ને કાંઈક કાંઈક છેડી છે સ્વામી નારાયણના સાધુવરોએ.

વર્તમાન તો જાણે–પ્રધાનતઃ–પરદેશી હારમોનિયમ વગાડે છે, ને બંસીને જાણે અડકતાં યે અભડાય છે.

દયારામની છે એવી અજબ મધુરપની ફરફર. એનાં છે ગુજરાતનાં સાચાં ને સર્વોપરી Lyrics.

વિષય વિશાળ છે, સુગમતાને ખાતર કેટલીક સીમાઓ બાંધી લેઈએ.

એક તો સંપ્રદાયસીમા. વૈષ્ણવ જનો દયારામભાઈનો સિદ્ધાન્તભાગ ચર્ચે છેઃ હું મુખ્યત્વે સાહિત્યવિભાગ–રસવિભાગ ચર્ચીશ.

બીજું જીવનચરિત્રમાં ઝાઝું નહી ઉતરું. એ ડહોળાઈ ગયું છે. દયારામભાઈને જાણે ચૂંથી નાંખ્યા છે. ચર્ચાપ્રિયને ચર્ચા કરવા દ્યો. સાક્ષરોના વાગ્યુદ્ધને છેડા છે? મન્થનથી માંખણ ઉતરે. પણ ગોરસ તણાઈ ન જાય કે ગોળી ફૂટી ન જાય, એટલું ઓ મન્થનહારા! સંભાળજો.

ચર્ચાનાં ચૂંથણાં ઘણાં ચર્યાયાં છે, હવે તો નિર્ણય આપવાનો છે. ને નિર્ણય આપવો એ પ્રાચીનશોધખોળસંશોધકનો અધિકાર છે. મ્હારો એ વિષય નથી. ઈ. સ. ૧૮૬૩–૬૪ મા નર્મદે લીધો હતો ત્હેવો દયારામભાઈ કાજે મ્હેં શ્રમ લીધો નથી. શ્રમ લેઈને જાણ્યુ હોય તે નિર્ણય બોલે.

એમાં એક વાત ભાર દઈને વિનવું? સાચ્ચા બોલા થજો. શેલીનાં, બાયરનનાં, ગોઇથેનાં, દાન્તેનાં જીવનચરિત્ર

જુઓઃ સત્યથી ભરેલાં ને અજવાળાં જેવાં. ભવની ભૂલભૂલામણીમાં. ભૂલ્યાભટક્યાની વિગતોને યે પડદા નથી ઢાળ્યા. આપણે सत्यं पर धीमहि ના ઉપાસકોઃ દયારામભાઇની સાચ્ચી જીવનકથા આલેખજો.

આ છબીપ્રકરણની યે દુઃખદાયિકા કથામાં નહી ઉતરિયે. દયારામનાથી સોમા ભાગની યે સાહિત્યસેવા નથી કીધી એમની અહીં છબીઓ છે. ભાઇ ભોળાનાથને એટલું જ કહીશ કે દલપતરામને યે ન સંભારનાર નગુણી સોસાયટી ને ગુણઅસૂયાળા છેલ્લી ત્રીશીના ત્હેના કાર્યવાહકો તે દયારામભાઇને શું સન્માનવાના હતા ?

પુરાણમાં એક કથા છે. શુકદેવજી ગૃહત્યાગ કરીને નાઠા ને પુત્રની પાછળ પાછળ વ્યાસજી દોડયા. અપ્સરાતીર્થે અપ્સરાઓ સ્નાન કરતી હતી. ગર્ભજોગી શુકદેવજીને જોઇ અપ્સરાઓએ ન્હાયાં કીધુંઃ શાસ્ત્રવિશારદ વ્યાસજીને નિરખી વસ્રો પ્હેરી લીધાં.

ઓ વીસમી સદીના વિવેચકો ! ભેગાભેગી ત્હમારી 'વિવેચના યે કરતા જજો જરા કે ત્હમે શુકદેવજી સમોવડ' છો ? કે વ્યાસજી જેવા ? કે ઉભયથી હીન ? કે ઉમદા ? સ્રીવર્ગને ત્હમારો લજ્જાસંકોચ છે કે નથી ? નારીદર્શને ત્હમારી આંખડી કે અંગ ફરકે છે કે નથી ફરકતાં ? કેટકેટલીક રંભાઓનાં પ્રલોભનો જીતીને આવ્યા છો ?–હું યે ત્હમારામાંનો જ છું. નિરાળો માનવાની ભૂલ મા કરતા, હો !

એક વાત વધારે ઉપોદ્‌ઘાતમાં કહી લઉં.

આજથી પા સદી ઉપર, ઇ. સ. ૧૯૦૧ ના ડિસેમ્બરમાં, અમદાવાદ પ્રાર્થનાસમાજના વાર્ષિકોત્સવને પ્રસંગે એક ભાષણ મ્હેં આપ્યુ હતું. વિષય હતો ભાગવતમાંથી ઉદ્ધવસન્દેશ. પ્રેમાનન્દનાં પ્રખ્યાત કાવ્યચરણો સૂત્રરૂપે લીધાં હતાં.

અમો અજ્ઞાનીનું મ'ન છે કાળો કામળો રે;
ત્હેને ચ્હડે ન બીજો રંગ, કે પ્હેલી શ્યામતા રે;
ગુણહીણ ગોવાળિયાં લોક જ્ઞાન નથી પામતા રે;

ને એ કાવ્યસૂત્રોને અવલંબી ભક્તિમાર્ગનો અર્થવિસ્તાર કીધો હતો.

ત્ય્હારે હું ૨૪ વર્ષનો હતો, આજે ૪૮ નો છું. ને આજ, આટલે વર્ષે યે, પા સદી પછી પણ, પુનરવલોકન કરતાં એ જ જ્ઞાન ને ભક્તિનું Contradiction નહી પણ Contrast, સ્પર્ધા યે નહી પણ Antithesis, વિરોધ નહી પણ વિરોધાભાસ આખ આગળ રમે છે.

અખો એટલે ગુજરાતના ઉદ્ધવજી, દયારામ એટલે ગુજરાતની ગોપી. ગાતી, કલ્લોલતી, ગરબે ઘુમતી. જમનાતીરની નહી, પણ નર્મદાતીરની. અને

ઓધવજી ! માધવને કહેજો એટલું

એમ જાણે ઓધવજી સંગાથે સન્દેશો કહાવતી કહાવતી દિલહાનો દૃઢ નિશ્ચય ભાખતી હોય ને કે

અલબેલો છોડીને નહિ થઉં આરજા

અહીં આરજા એટલે સંન્યાસિણી.

એ દયારામભાઈ, ગુજરાતની ગોપી. સંપ્રદાયમાં ખરેખર ! દયારામભાઈ ગોપીનો અવતાર ગણાય છે.

## ૨. દેશ કાળ ને સમકાલીનો

હિન્દનો ઇતિહાસ કે ગુજરાતની ભૂગોળ શિખવવાં એ આજનો વિષય નથી; જો કે મ્હને તો બન્નેયમાં અખૂટ રસ પડે છે.

ચિત્રને સ્હમજવા ચિત્રની Background, તેમ દયારામભાઇને સ્હમજવાને યે દયારામભાઇનાં દેશ કાળ ને સમકાલીનોને કાંઇક સંભારવા પડશે.

### ક. દયારામભાઇનો દેશ

નર્મદાનો મનોહર તીર. યાત્રાળુઓનું તીર્થ, પરકમ્માવાસીઓનું વિશ્રામસ્થાન, ચન્દ્રપુરી.

આરસના આરા, શૂલપાણેશ્વર, મોખડીનો ઘાટ, હરણફાળઃ પર્વતોને ભેદી-ઉલંઘી નર્મદાજી જ્યહાં સપાટ પ્રદેશે ઉતરે છે ત્યહાંથી પાંચેક ગાઉ ઉપર ચાંદોદકરનાળીનાં તીર્થ.

આંબાવાડિયાંથી ભરેલી ઓર નદીનો ત્યહાં સંગમ.

વ્યાસક્ષેત્ર એટલે, કબીરવડના દ્વીપ સરિખડો, નર્મદાજી વચ્ચેનો બીજો જલવીંટયો દ્વીપ. અઢાર પુરાણ સમા અઢાર સ્વર્ગ રચવાનો પઢિયારજીએ ત્યહાં સંકલ્પ કીધો હતો—ગુજરાતના સાહિત્યઇતિહાસમાં એ રમણીય સ્થાનની એ વિશેષતા. વ્યાસક્ષેત્રની એક પાંખે છે વિદ્વજ્જનસોહામણુ બરકાલ; ને બીજી પાંખે છે આંસની સમ્મર સંભી ઉંચી ભેખડે વિરાજતા શુકદેવજી. ત્યહાં રાજપીપળાની કરજણ નદીનો સંગમ. આગળ શિનોરનો મ્હેરાળબાંધ્યો હવેલી ઉંચો ઘાટઃ જાણે ગગન ન્હડવાનાં પગથિયાં.

કરનાળી કે શિનોરના ઘાટનાં સાબરકાંઠે તો સ્વપ્નાં યે નથી. અમદાવાદના કોટથી ત્રણચાર ગણા ઉંચ્ચા એ ઘાટબાંધેલાં પગથિયાંની ગગનપાયરીઓ!

નર્મદાનાં વાંસજાળઉંચાં મહાપૂરની આપણા સાબરવાસીને ઓળખે ક્યહાંથી હોય?

વર્ષોમાં મદઘેલી નર્મદા, ને એવી જ મદઘેલી ચાંદોદકરનાળીની યુવતિઓ. જળમાં તરતી ને પૂરના મહાતરંગો ઉપરે સવારી સોહવતીઃ જાણે પૂરમાં ઉછળતાં કમળો. રુપ કરતાં એ રમણીઓની છટા વધારે.

શેષશાયી ને ચક્રેશ્વરનાં ત્યહાં તીર્થ. ગંગનાથ ગરુડેશ્વર વિ. સમીપમાં જ.

દક્ષિણે સીમાપ્રાન્તે રાજપીપળાની ક્ષિતિજભળતી પર્વતધાર.

દયારામભાઇનો ત્યહાં જન્મ; દર્ભાવતીમાં–ડભોઇમાં મોસાળમાં ઉછેર ને વાસ.

ડભોઇના દુર્ગની શોભા યે ઓર.

પણ એ ગ્હેકન્તો કેવરો કાંઇ એ કિલ્લામાં પૂરાય? ડાકોરજી પેટલાદ વડોદરા સૂરત અમદાવાદ; દયારામભાઇનો મઘમઘાટ ત્યહારે યે મઘમઘતો સકળ ગુર્જરવાડીમાં.

### આ. અને કાળ

દયારામભાઇનો જન્મ ઇ. સ. ૧૭૭૬માં; મૃત્યુ ૧૮૫૨માં.

ઇ. સ. ૧૧૯૩ માં શહાબુદીન ઘોરીએ છ છ વાર હારીને તરવારને એક ઘાએ હિન્દ સર કીધું; ૧૫૨૬ માં બાદશાહ બાબરે ચાર ચાર વાર પાછા વળીને એક જ ભાલાની

અણીએ હિન્દનો મુગટ પરોવી લેઇ પ્હેર્યો. એ ઇસ્લામના ઇતિહાસપરાક્રમ ને પુરુષવ્યાઘ્રના વીરત્વ.

ઈંગ્રેજોને હિન્દ જીતતા પૂરો એક સૈકો લાગ્યો. ૧૭૫૭ મા પ્લાસી, ૧૮૫૭ મા બળવો, ૧૮૫૮માં ઢંઢેરો. ૧૭૪૮ મા ટ્રિચિનોપલ્લીનો ઘેરો, મહમ્મદઅલ્લી ને ચન્દા સાહેબ, ને હિન્દી સિપાહીઓએ ભાતના પાણી પોતે પી ચોખા ઇંગ્રેજ સાથી સેનાનીઓને ખાવા આપ્યા, એ સાલથી ગણતા પૂરા અગિયાર દાયકા ને હજી ઇંગ્રેજો કુરુક્ષેત્ર તો જીત્યા નથી, એ ધર્મક્ષેત્રનો ધર્મન્યાય એમણે હજી લીધો નથી

૧૭૭૨ મા પહેલવ્હેલ્લો રેગ્યુલેટિંગ એકટ ને વોરન હેસ્ટિંગ્સ પહેલવ્હેલ્લા ગવર્નર જનરલ. ૧૮૫૮ થી ગવર્નર જનરલો વાઇસરોય થયા

વોરન હેસ્ટિંગ્સથી ડેલહૌસી સૂધીના સહુ ગવર્નર જનરલોના દયારામભાઇ સમકાલીન, ૧૭૭૬ થી ૧૮૫૨, અને ઇંગ્રેજોના હિન્દવિજયના એક સૈકાભરના અખંડ વિગ્રહમાથી પોણા સૈકાના પેખનાર

દયારામભાઇ જન્મ્યા ત્ય્હારે મુંબઇ મદ્રાસ બંગાળામાં માંડ હજી હિન્દને આરે ઇંગ્રેજો ઉભા હતા, દયારામભાઈ વિદેહ થયા ત્ય્હારે ઈંગ્રેજોની ભરતી છેક સિન્ધુના તીર સૂધી ફરી વળી હતી પંજાબ સર થઇ ગયો હતો

પૂર્વમા બ્રહ્મદેશની પાખ એક બાકી હતી, પશ્ચિમે બલુચિસ્તાનની પાખ બીજી બાકી હતી

જગતઇતિહાસમાંનો આશ્ચર્યયુગ—એક સૈકાભરની અખંડ મહારાજ્યક્રાન્તિ એ દયારામભાઈનો યુગ.

દયારામભાઈના વિદેહ થવા પ્હેલાં વજાપાટા—રેલ્વે આવી હતી, તાર નંખાયા હતા, નિશાળો શાળાખાતું સ્થપાયાં હતાં. દયારામભાઈ પછી પાંચ વર્ષે, ૧૮૫૭માં યુનિવ્હર્સિટિઓ સ્થપાઈ, ૧૮૫૮ માં હોપ વાંચનમાળા લખાઈ. ૧૮૪૮માં અમદાવાદમાં ગુ. વ. સોસાયટી સ્થપાઈ હતી, સૂરતમાં એંડ્રુસ લાયબ્રેરી ઉઘડી હતી. વિધવાવિવાહ ભૂતનિબન્ધ જાદુકપટપ્રકાશ હુન્નરખાનની ચ્હડાઈ ચર્ચાયાં હતાં.

એમ Modernismનો જન્મ થઈ ચૂકયો હતો.

દયારામભાઈ જન્મ્યા ત્હારે પ્રેમાનન્દસામળની પદપગલીઓ સાવ તાજી હતી; દયારામભાઈ વિદેહ થયા ત્હારે દલપતરામ બત્રીશ વર્ષના હતા, નર્મદાશંકર ઓગણીસ વર્ષના હતા.

## ગ. સમકાલીનો

બંગાળામાં રાજા રામમોહન રાય; ૧૭૭૭થી ૧૮૮૩.

વડોદરામાં ગોપાળરાવ મ્હૈરાળ; કાઠિયાવાડમાં સુન્દર સોદાગર.

ગુજરાતમાં પરમ સમકાલીન હતા સ્વામી નારાયણ સંપ્રદાયના સંસ્થાપક શ્રી સહજાનન્દ સ્વામી (૧૭૮૦ થી ૧૮૩૦), અને આ યુગના શુકદેવ ને ભીષ્મ પિતામહ સમોવડા ત્હેમના ત્યાગીવૈરાગીઓ; બ્રહ્માનન્દ નિષ્કુળાનન્દ દેવાનન્દ વિ. પ્રેમ સખી—પ્રેમાનન્દ સ્વામીનો ને દયારામ-

ભાઈનો–બે પરમ કૃષ્ણભકતોનો ડભોઈમાં સ્નેહભેટો યે થયો હતો.

કવિતાદેશમાં યે એ ત્યાગમૂર્તિઓ દયારામભાઈની સમકાલીનઃ દયારામભાઇનાં જેવાં જ એ વૈરાગીઓની કૃષ્ણ-ભક્તિ ને કૃષ્ણભક્તિનાં કીર્તન; દયારામભાઇના સરખી જ ભાષાની મધુરપ.

વૈષ્ણવ જન હો ! રાધાકૃષ્ણનાં રસકીર્તન ગાવે જ વિષયલંપટતા હોય તો તો સ્વામીનારાયણ સંપ્રદાયના એ પરમ સાધુવરો યે અનાચારીઓ ઠરે. ને બ્રહ્માનન્દ પ્રેમાનન્દ મુક્તાનન્દ નિષ્કુળાનન્દ જેવા ઉગ્ર તપસ્વી સંન્યાસીઓને અનીતિના આળની આંગળી યે ચીંધનાર માઈનો પૂત હજી તો જન્મ્યો જાણ્યો નથી.

પેશ્વાઇની પડતી, દક્ષિણે હૈદર ને ટીપુના ને ઉત્તરે રણજિતસિંહના ઉદયાસ્ત; ઠગ ને પિંઢારાની પગલીઓ; એકચક્રશૂન્યતાના, અંધાધુનીના, અસ્તવ્યસ્તતાના, મહારાજ્ય-ક્રાન્તિના યુગમાં દયારામભાઇનું જીવનનિર્માણ. એ ગર્જનાઓ ને વીજળીના કડાકાઓના ભીષણ ઘટાટોપ વચ્ચે એ વિર-લાએ રેવાતીરથી વાંસળી છેડી ને મધુરપ વરસાવી; ગુજરાતને રસપ્રસાદથી વધાવ્યો.

હિન્દની બહાર યૂરોપમાં યે એની એ જ મેઘગર્જના ને વીજળીના કડાકા ને રાજ્યક્રાન્તિ. ૧૭૮૯ માં ફ્રેન્ચ ઉથલપાથલ ને છેક ૧૮૧૫ સુધી નેપોલિયનના પ્રચંડ વિગ્રહની યૂરોપગજવતી ગર્જનાઓ.

એવા અઘોર યુગમાં દયારામભાઇની રસખંસી ક્યહાંથી વાગી ?

ચાંદોદ કરનાળીના ઘાટ ઉપરથી. ઉતરનારા ઉતરે છે ને ન્હ્હાનારા ન્હ્હાહે છે એ ઘાટે.

## ૩. દયારામભાઇની વૈષ્ણવી પ્રેરણા

આર્યાવર્તના ઈતિહાસના અભ્યાસીઓને, ભારતવર્ષની કાળલીલાના મીમાંસકોને ક્યહારે યે એ પ્રશ્ન થયો છે કે વલ્લભી સંપ્રદાય ન સ્થપાયો હોત તો ?

એ ભજન ને કીર્તનની ધૂન, એ ગીત ને સંગીતના સમારંભો, એ હિંડોળા પારણાં ને ફૂલમંડળીઓ, એ ઉત્સાહ ને એ મહોત્સવો, એ રસ ને ભાવના ફૂવારા, એ ભક્તિ ને આનન્દની ઝડીઓ; એ યુગમાં વર્ષી ન હોત તો ?

એ म्लेच्छाक्रान्तेषु देशेषु, એ सत्पीडाव्यग्रलोकेषु, એ अव्रतयोगिषु ને सत्सु पापानुवर्तिषु सते, એ पाखण्डप्रचुरे लोके, જાણે આજનો જ પડછાયો હોય એવા એ ખળધર્મીલા કળીમાં સર્વ માર્ગો નાશ પામ્યે એ रसो वै सःની વાંસળી જમનાના વિશ્રામઘાટેથી ન વાગી હોત તો આર્યજન ક્યહાં વિશ્રામ શોધત ને પામત ?

મીરાં પોકારે છે કે

દા લાગ્યા રે ડુંગરિયે, કાના ! કેમ કરિયે ?
કેમ કરિયે ! રે અમે ક્યહાં જઇ વસિયે ?
દા લાગ્યા રે ડુંગરિયે, કાના ! કેમ કરિયે ?

ભાગવાને જઈએ અમે, ભાગી નવ શકિયે, કાના !
બેસી રહિયે તો અમે બળી મરિયે;
દા લાગ્યા રે ડુંગરિયે, કાના ! કેમ કરિયે ?

મીરાં ધા નાંખતી એવી ત્હારે આર્યજનતા ધા નાખતી.

મુગલાઈમાં તો સ્વસ્થતા હતી. પણ મુગલાઇ પ્હેલાં ને મુગલાઇ પછી, છેલ્લું છેલ્લું સાયણાચાર્યના વિજયનગરને છિન્નભિન્ન કરી નાખ્યું ત્હારે, પ્રજાનાં હૈયાં વિષાદડૂબ્યાં હતાં ને હિન્દુ પ્રજાની ખિન્નતા ગાંડીવધન્વાની યે ખિન્નતાથી મહાઉંડેરી હતી ત્યારે, એ મહાઘોર કાળમાં, હિન્દુ ધર્મને માથે પ્રલયનાં પુષ્કરાવર્તક મેઘ ઝઝૂમી રહ્યા હતા ત્હારેઃ હિન્દવો સૂરજ મહારાણો પ્રતાપ કે હિન્દુપતના પડકાર શા શિવાજી મહારાજ, રાઠોડવીર દુર્ગાદાસ કે શીખનો રણધ્વજ રોપી ઢાલકિરપાણ ધરાવનાર ગુરુવરો હજી જન્મ્યા ન્હોતા ત્હારે: રજની ભીષણ હતી, કાલિમા અપારદર્શક હતી, તોફાનના ઝંઝાનીલ ફૂંકાતા હતા ને હિન્દુ ધર્મનું જહાજ ભરસાગરે 'બૂડું બૂડું થતું' તું ત્હારેઃ હિન્દુ હૈયાં બીડાએલાં હતાં ત્હારેઃ એ વલ્લભકુળનો ચન્દ્ર ન ઉગ્યો હોત, આર્ય પ્રજા માથે એ અમીવર્ષણ ચન્દ્રિકા ન ઢાળી હોત, એ અન્ધારાંને ન અજવાળ્યાં હોત, એ સૂચિભેદ્ય તમિસ્રામાં સોનરેખ સમી ક્ષણિક વીજળીઝબકારે નહીં પણ પૂર્ણિમા સમાં પૂર વર્ષતી ચન્દ્રિકાની ઝડીઓથી માર્ગ ન દાખવ્યા હોત, તોફાનનાં ઘોર વાદળને યે ઉજળાં ન અજવાળ્યાં હોતઃ નિરાશામાં આશા, વિષાદમાં ઉત્સાહ, ખિન્નતામાં મહોત્સવ, જીવનના ઓટમાં ભાવની ભરતી, આત્માની

કાલિમામાં રસની પૂર્ણિમા ન પ્રગટાવ્યાં હોત તો ?

તો–તો–? ગાન્ડીવધન્વાએ ગાંડીવ ત્યાગી કુરુક્ષેત્રમાં વૈરાગ્ય લીધો હોત તો ? એ નરપુંગવના આત્માને क्लैब्यं मा स्म गमः, पार्थ ! કહી પડકારી, આત્માની કરમાયેલી પાંખડીઓને સંજીવિની છાંટી પુનશ્ચેતના ન દીધી હોત તો ?

તો પાંડવો ભારત જીત્યા હોત ? કે હાર્યા હોત ?

આર્યાવર્તના ઈતિહાસમાં વલ્લભાચાર્યજીએ એવું કાંઇક કીધું છે. ધનુર્ધરને ધનુષ્ય પાછાં નથી સજાવ્યાં, યુદ્ધ કાજે નથી ઉઠાડયા, कालोस्मि–બ્રહ્માંડગાજતા મહાભીષણ कालोस्मि ની ગર્જના ગજાવી વિરાટ્‌દર્શન નથી કરાવ્યાં. શ્રીમદ્‌વલ્લભાચાર્યજી જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ દ્વારિકેશ ન હતા. દ્વારિકેશે તો ભારતમાં પાંચજન્ય સંગ્રામશંખ વગાડયો ને વૃન્દાવનમાં વાંસળી વગાડી. વલ્લભાચાર્યજીએ કુરુક્ષેત્રનાં યુદ્ધ નથી દીઠાં; મધુવનમાં મોરલી તો વગાડી છે ને સફળતાથી વગાડી છે. મહાધન્વાઓની આત્માની કરમાયેલી કળીઓ એમણે કોળાવી છે. પ્રજાની અધોમુખ ઢળેલી પાંખડીઓને ઉભી કીધી છે, ઘોરતામાં મધુરપ વરસી છે, નીરસતાના વેરાનમાં રસની વર્ષા વરસાવી છે. અન્ધકારને ધોયો છે, રસ ભાવ સુન્દરતાની અમૃતચન્દ્રિકાનાં સંજીવન છાંટી આત્માને સજીવન કીધો છે. આર્યસંસારની ઉપટી ગયેલી મીઠાશ પાછી આણી છે. અને ભક્તજનોએ વળી વળીને ગાયું છે કે

મધુવનમાં મોરલી વાજે છે;
એનો નાદ ગગનમાં ગાજે છેઃ
મધુવનમાં મોરલી વાજે છે.

હું તો સૂતી’તી રે બાઇઉં ! રંગમ્હેલમાં હો જી;
મોરલી વાગી, જાગી હું માઝમ રાત—
રૂડી ને રૂપાળી રે, મીઠી ને મધુરી રે,
માવા ! ત્હારી મોરલી હો જી !

આર્ય પ્રજા માઝમ રાતમાં એમ રહોઢ તાણી સૂતી હતી, ત્હેને ઉઠાડી ન્હોતી, પણ વલ્લભાચાર્યજીએ સારી રાતભર જાગતી રાખી

આર્યાવર્તના ઇતિહાસમાં વલ્લભસંપ્રદાયની એ સેવા. ભારતના ઇતિહાસની મીમાસા કો સમર્થ ને મહાનુભાવ આર્ય ઐતિહાસિકને હાથે થશે ત્હારે વૈષ્ણવ સંપ્રદાયના ઐતિહાસિક મૂલ અંકાશે.

એ જ બંસી–શ્રીકૃષ્ણે વ્રજમાં વાઇ હતી, શ્રી વલ્લભાચાર્યજીએ ગોકુળમાં વાઇ હતી, રસસૌન્દર્યની એ જ અમૃતબન્સી દયારામભાઇએ નર્મદાતીરે વગાડી.

દયારામકાવ્યને પૂરૂં માણતાં પૂર્વે દયારામના ત્રણ સિદ્ધાન્ત જરા સ્હમજવા પડશે. એક તો રસદ્વારા હરિદર્શનઃ रसो वै स नी વેદઋચાનો અર્થવિસ્તાર.

રસિયો રસે ભર્યો રે, વ્હાલો મ્હારો વિઠ્ઠલવર વરણાગી રે.
બીજું—પ્રેમલક્ષણા ભક્તિ ને ત્હેની નાનાવિધ દશાઓ.

ઓધવજી ! છે અળગી રે કે વાત એક પ્રેમ તણી.
ને ત્રીજું, દિવ્ય રૂપે સાકર.

હમ સાકાર ઉપાસી વે, સબ ગોકુલકે વાસી વે.

દયારામભાઇ ત્ય્હાંથી એ પ્રેરણા પામ્યા, ને એવા અઘોર યુગમાં યે ત્ય્હાંથી પામેલી મધુરપની રસખંસી વાઈ; ને ગુજરાતને ઘેરઘેર એ રસરસિયા વેણુનાદ ઝીલાયા.

કોઇ કહેશો કે સંપ્રદાયે કવિને પોષ્યા? કે કવિએ સંપ્રદાયને પોષ્યો?

## ૪, દયારામની કવિતા

દયારામભાઇનો કાવ્યભંડાર અતિ વિસ્તીર્ણ વસન્તમાં જ સૂકાતાં આજનાં તળાવડાંને પડછે તો તે મહાસાગર. એમના ગ્રન્થોની પૂરી યાદી યે અહીં નહીં ઉતારૂં. માત્ર રંગનિર્દેશના જ શક્ય છે.

### ક. અન્ય ભાષાઓનાં કાવ્યો

હિન્દી મારવાડી દક્ષિણી ને ગુજરાતી ભાષાઓનાં દયારામભાઇનાં કાવ્યો.

આજે ઇંગ્રેજીનું છે ત્હેનાથી યે ઉમદા સ્થાન ત્યહારે હિન્દીનું. મન્દિરોમાં યે હિન્દી સત્કારાતી. દલપતરામનાં યે છે હિન્દી કાવ્યો. સંસ્કૃત પછી તે ભારતની રસભાષા; તુલસીદાસજી સુરદાસજી ચન્દ બિરદાઇની એ ભાષા.

વ્રજની ભાષા ને વ્રજના ભાવનું ત્હારે સામ્રાજ્ય. છન્દરત્નાવલિ કવિપ્રિયા રસિકપ્રિયા; છન્દઅલંકારનાં ત્હારનાં એ નિયામક શાસ્ત્રો.

ને મારવાડી? મારવાડી તો દયારામભાઇના ગુરુના કુળની ભાષા. વલ્લભકુળના એક આચાર્યશ્રીએ મ્હને કહ્યું હતું કે મારવાડી મેવાડી વ્રજની ને ગુજરાતીનું અદ્ભુત

સંમિશ્રણ એ અમારી કુળભાષા. જૈન, સાધુ શ્રી લાલજી મહારાજને મુખડેથી એ સંમિશ્રણી ભાષા અદ્ભુત ભાવે ઉચ્ચારાતી સાંભળી છે. ભાષાશુદ્ધિ કે વ્યાકરણ નિયમાવલિથી સાંભળનારના કાનના કીડા યે ખરી પડે; ઝીલનારાંને તો બાણની પેઠે સિદ્ધિ હૈયાસોંસરી ઉતરે.

દયારામભાઇ તો ગાઈ ગયા છે કે

શું જાણે વ્યાકરણી ? વસ્તુને શું જાણે વ્યાકરણી ?
ગળા સમાણું ઘૃત ભર્યું, પણ સ્વાદ ન જાણે બરણી;
વસ્તુને શું જાણે વ્યાકરણી ?

કવિતાના રસમન્દિરમાં ભાષાશુદ્ધનાં છબછબિયાં માત્ર વગાડનારને દયારામભાઇ બીજું શું કહે ?

દયારામભાઈનાં કાવ્યોની મારવાડી ભાષા તે વલ્લભકુળની ભાષા.

ને મરાઠી ભાષા ? ડભોઇચાંદોદના નિવાસી દયારામભાઇએ મરાઠી કવિતા કેમ રચી ?

ચાંદોદડભોઇમાં નિવાસતા માટે જ મરાઠી એમની રાજભાષા, ગાયકવાડ મહારાજની ભાષા, વડોદરાના રાજકુટુંબની ભાષા, વડોદરાની સેનાની ભાષા. ને સેનાખાસખેલનાં દુંદુભી ત્હારે ગુજરાતને ગામડે ગામડે ગાજતા ને ઘોડીલા ઘૂમતા; ત્હાં ત્હાં તે સંગાથે સંગાથે ઘૂમતી. અમદાવાદ ત્હારે આખું નહી તો અડધું ગાયકવાડી હતું. સમીપની જ ગાયકવાડની હવેલીમાં સાબરતીરે ગાયકવાડની ગાદી હતી. બાદશાહી ભદ્રમા આજે યે ઝાઝે ભાગે દક્ષિણીઓના વાસ છે.

દયારામે પોતાની રાજભાષામાં કાવ્યો રચ્યાં. ઉરૂ દત્ત, તુરૂ દત્ત, ટાગોર, નયડૂ, રમેશ દત્ત, ગુજરાતમાંથી મૂળજી વેદ, ખબરદાર, ગુજરાત કોલેજના મિ. શેઠના; પરદેશી રાજસભામાં કાવ્યો રચવાં એ આજના જમાનાને આશ્ચર્ય નથી.

**ખ. સાંપ્રદાયિક કાવ્યો**

સાંપ્રદાયિક સિદ્ધાન્તનાં દયારામભાઈએ કાવ્યો ઘણાં ને સારાં રચ્યાં છે. પણ દયારામભાઈને માત્ર સંપ્રદાયદૃષ્ટિએ મૂલવશો ? કે જગતદૃષ્ટિએ ?

એક દૃષ્ટાન્ત: રૂપૈયાનું મૂલ કેટલું ? National market માં સોળ આના; international market માં ૧૦॥ આના. પૂછો જઈ exchangeને; હિન્દમાં છાપ પ્રમાણે મૂલ, જગતમાં રૂપૈયામાંના રૂપા પ્રમાણે મૂલ.

ફ્રાન્સનો પ્રેસિડેન્ટ ફ્રાન્સમાં રાજા, ફ્રાન્સ બ્હાર ઘણા માંનો એક. માણસ તરીકે એનાં ત્ય્હાં મૂલ.

હીરાનાં મૂલ ઝવેરીની પેટીમાં નથી, ઝવેરીબજારમાં છે.

પ્રત્યેક સંપ્રદાયની એ રીતઃ ૧૦॥ આનીને સોળ આની મૂલવે. દયારામભાઈનું એથી ઉલટું છે; સંપ્રદાયમાં ૧૦॥ આની, જગતમાં ૧૬ આની. દયારામભાઈ માત્ર સંપ્રદાયના નથી રહ્યા; સમસ્ત ગુજરાતના છે.

એ ચંપાની સ્હોડમ ત્હમારી વાડીમાં જ પાછી પૂરી રાખશો ? પૂરી પૂરાશે ? પૂરતાં આવડે તો પૂરો.

એ નર્મદાજી પાછાં અમરકંટકના ખ્હાડમાં સમાશે ? આવડે તો સમાવો.

વૈષ્ણવી વાડીમાં એ પ્રફુલ્લ્યો. પણ પરિમળ ઉડયા ને વાડી મ્હારે પ્રવર્ત્યાં. પાછા લાવી એ સંપ્રદાયની વાડીમાં બન્ધાશે ? સંપ્રદાયની સીમાઓમાંથી દયારામભાઈ છલકાઈ ગયા છે, સમેટયા નહી સમેટાય.

શ્રી કૃષ્ણચન્દ્ર સંપ્રદાયગુરૂ કે જગતગુરૂ ?

દયારામભાઇ એ ગુજરાતની પૂર્ણિમાના રસચન્દ્ર.

ગ. કલ્પના

દયારામભાઇની ગરબીઓમાંની કલ્પના તો જાણે વીજળીના ઝબકારા. મનોહારિણી; આખા યે અન્તરને ક્ષણમાં અજવાળે.

લોચનમનનો રે ઝગડો. હું મોરો–તું તોરો–રંગ.

ચંદા જ્યું ઝલકે. શ્યામ રંગ સમીપે ન જાવું.

કીયે ઠામે મોહિની ન જાણી, રે મોહનજી !

Imagination કરતાં Fancyનું જોમ અધિકું; રમણીય ને રમતિયાળ ને લોલવિલોલ.

મંહી વિરહનાં તનમનાટ ને તાલાવેલી મીરાંની વિહ્વળતા છે ત્હેવી વિહ્વળતા દયારામની એ વિરહઝાળને યે વિલાસભાવે શણગારી, એટલે રેડિયમની પેઠે અખંડ અગ્નિને યે સોહામણો કીધો.

## ઘ. ગુજરાતણનો હૃદયરાજવી

ગુજરાતે ને ગુજરાતણે દયારામભાઇને વધાવ્યા છે એટલી યે આજની યુગસમસ્તની કવિતાને કાં વધાવી નથી ? એ કેમ નથી ઝીલાતી ! યુનિવ્હર્સિટિમાં પોતે જ પોતાનાં પુસ્તકો નિર્માણ કીધાં, ભણાવ્યાં, ત્હો ય કેમ નથી ઝીલાતી ?

નારીહૃદયમા પ્રવેશી તે રત્નભડારના ભાવદર્શનનો કદી યે યત્ન આદર્યો છે ? આદર્યો હોય ત્હેમને પૂછી આવજો–સફળતા કેટલી અઘરી છે ?

ગુજરાતના નગરોને ચોકે ચોકે ઝીલાતા દયારામ સારૂં ગુજરાત ઉચ્ચારે છે કે દયારામે સ્ત્રીહૃદય પારખ્યુ ને ગાયુ. પેટલાદવડોદરાનું સ્ત્રીમાધુર્ય દયારામભાઇ ઉપર વારી જતુ.

વડોદરાના રાજવી છે આજ શ્રીમાન્ સયાજીરાવ મહારાજ, અને એ રાજકુળના સસ્થાપક પિલાજીરાવ ગાયકવાડ પછી મહારાજ સયાજીરાવ સમોવડ ગાયકવાડ કોઇ જ થયા હશે પણ સયાજીરાવ મહારાજે યે સ્હમજવુ ને સ્મરવું ઘટે છે કે વડોદરાની સમસ્ત જનતાના હૃદયરાજવી છે પ્રેમાનન્દ ને દયારામ, ને પછી છે પિલાજીરાવ મહારાજ. ને તે પછી સયાજીરાવ મહારાજ તો છે ચોથે નબરે.

છાપા કહે છે કે સયાજીરાવ મહારાજે ઈગ્લાંડમાં રાજકવિ ટેનિસનની વાડીઓ ખરીદી છે કીધુ હોય તો રૂડું કીધુ. ટેનિસન સુઘડ ને સસ્કારી કવિ હતા. પણ વડોદરા નરેશ પ્રેમાનન્દદયારામને સન્માનશે એટલુ ગુજરાતીઓ તો એમને સન્માનશે.

## ચ ભાષાલાલિત્ય

ગુજરાતી ને ઇંગ્રેજી કે ઇગ્રેજી ને સસ્કૃત ભાષાઓ આવડી એટલે એમનો આજ તો શભુમેળો થવાનો જ; ગ્હારાથી ય તે, ને કાઇક આ ભાષણમા ય તે.

દયારામભાઈએ ચાર–ચાર ભાષાઓમાં કાવ્યો રચ્યાં; પાય ચાલીને સમસ્ત ભારતની ત્રણ-ત્રણ પરકમ્માઓ કીધી; છતાં ગુજરાતી ગરબીઓમાં પરભાષાની કાંકરી કેટલી દીઠી !

હાવા નહિ જાઉં મહી વેચવા રે લોલ.
સુણ સાહેલડી રે ! મ્હારે નન્દકુંવર શું નેહ.
ગરબે રમવાને ગોરી નીસર્યા રે લોલ.
સખિ ! હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં.

વાંસલડી વાજે, સ્હાંજે આજ વાંસલડી વાજે. વિ.

નર્મદા શી મીઠા જળની રસસરિતાના ઉરની જાણે પવનપગલી સમી લહરીઓ એ દયારામભાઈની ગીતભાષા.

મીઠાશ તો દયારામની.

Lyrics શોધવા ક્યહાં વનવનમાં ભટકવું પડે એમ છે ? ગુજરાતની ગરબીઓ સમાં Lyrics જગતભરમાં નથી. આવડે તો લખો.

સ્વામી નારાયણના વૈરાગીઓની ભાષામાં એ મધુરપ છે, પણ એ કલ્પનાની ભભક નથી. એટલે મધુરપ અદ્ભુત છે, પણ ઝળકાટ નથી.

ત્હારો ચટક રંગીલો છેડલો, અલબેલા રે !
કાંઈ નવલ કુસુંબલ પાઘ, રંગના રેલા રે !
શેરી વળાવી સજ કરું, ઘેર આવોને;
આંગણિયે વેરૂં ફૂલ, મ્હારે ઘેર આવોને.

ફૂલના પ્હેરી રે, જામા ફૂલના પ્હેરી,
ફેરે ચતુર સુજાણ-ફેરે ચતુર સુજાણ,
જામા ફૂલના પ્હેરી.

સ્વામી નારાયણી ગરબીઓની મધુરપમાં ને પ્રસાદમાં કલ્પનાની વીજની ભભક પૂરાય એટલે દયારામ. દયારામ એટલે મીઠપ, ભભક, ને વિહ્વળતાની ઝમક.

ઉભા રહો તો કહું વાતડી, બિહારીલાલ !
દગન લગનકી અગન ગગન લ્યોં લગી વે.
વળતી વ્હાલમાં રે નચાવ્યાં-લલચાવ્યાં લોચ'ન.

૭. દયારામભાઇની ધુનો

સારી કવિતા રચવા કરતાં યે સારી ધૂનો લખવી મહા અઘરી. હજારો નરનારની મેદિની સૈકાઓ સૂધી સંભારે ને ઝીલે એવા મોહનમન્ત્રોનાં સૂત્રો રચવાં સ્હેલાં નથી. દયારામકાવ્યમાળામાં એવી ધૂનો ઠામઠામ છે.

બન જા હરિદાસા, હરિદાસા.

સહુથી હરિ મ્હોટા, હરિ મ્હોટા;
બીજા સર્વ ગપોટા,
સહુથી હરિ મ્હોટા, હરિ મ્હોટા.

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ એના ઉરમાં ઠરે.

હરિસેવા, હરિસેવા, માગું હરિસેવા, હરિસેવા.

સીતાપતિ રામની સેવા, જાણો મન ! મીઠડા મેવા.

શીદ કરે ચિત ! ચિન્તા ? છે શિર ભગવન્તા, ભગવન્તા-
જીવ ! તું શિદને ચિન્તા ધરે ? કૃષ્ણને કરવું હોય તે કરે-

## જ. વિજ્ઞાપન–ક્ષમાપનનાં પદો

મથુરાજીના એક વૈષ્ણવ મન્દિરમાં સ્તંભકોરેલો શ્લોક વાંચ્યો હતો; હે હરિ ! અમારી પાપ કરવાની શક્તિ કરતાં ત્હારી ક્ષમા કરવાની શક્તિ અગાધ મ્હોટી છે.

માનવીની ભૂલોનાં આશ્વાસન એ સત્યમા ભર્યાં છે.

અનર્થ કરનારાં તો એ શ્લોકથી એમ જ સ્હમજે કે પાપાચરણનો ઇજારો મળ્યો.

પ્રેમીને તો અખંડ લાગવાનું જ કે પોતે પ્રિયના પ્રેમને પાત્ર જ નથી. ભક્તને યે અખંડ એવો જ ભાવ હોય કે પોતે ભગવાનને યોગ્ય નથી.

એ ભાવનાં, શરણનાં, ક્ષમાપનનાં દયારામભાઈનાં પદો ગુજરાતજાણીતાં છે, ભક્તજનો ભાવે ગાય છે.

શરણ પડયો છું રે શ્રી હરિ !
શું કહીએ ? શ્રીજી ! શરણ પડયાને સન્તાપો.
દામોદર ! દુઃખડાં કાપો રે, પાવલે લાગું.
મ્હારૂં ઠણકતું ઢોર ઠણકે છ સહુ નગરમાં.
હવે માધવ ! મ્હને ઉદ્ધારો.
અધરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી !
મ્હારે અન્ત સમય અલબેલા ! મુજને મૂકશો મા;
મ્હારા મદનમોહનજી છેલા ! અવસર ચૂકશો મા.

આ યુગમાં તો ગુજરાતે બધાં પુણ્યશાળીઓ જ આપણે વસીએ છીએ ને ? હવે તો સત્યુગ બેઠો છે ને !

ક્ષમાપનની Confessionsની આજ તો કોને જરૂર છે? કે એવાં કાવ્યો રચે? કોણે કોણે રચ્યાં?

દયારામભાઈના ક્ષમાપનપદો તો ગુજરાત સૈકાથી સાંભળતું આવ્યું છે.

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી! શામળિયા વ્હાલા!
સઘળું જાણો છો, અન્તર્યામી! નન્દલાલા રે!

દયારામભાઇ એટલા સાચ્ચાબોલા હતા. શિષ્યોએ પાદુકા પૂજવાની વિનવણી કીધી; ના પાડી.

ઓ આજના જમાનાનાં સન્તાનો! પરમેશ્વરની સન્મુખે તો ઘડીક સાચ્ચાબોલા થાવ.

ઞ. **દયારામભાઇની** કવિતાનું એક છેલ્લુ કરુણ પરમ લક્ષણ કહી ઉપસંહાર કરીશ.

ટેનિસન કવિના કાવ્યસંગ્રહની પ્રસિદ્ધિમાં એક રસપ્રણાલિકા છે કે અમૂક કાવ્ય જ છેલ્લો છપાય.

Sunset & evening star,
*And one clear call for me;*
And let there be no moaning of the bar
When I put out to sea.

કવિ એ કાવ્યમાં વિનવે છે કે હું જ્યહારે સાગરે જહાજ ઝૂકાવું ત્યહારે આવું હજો ને આવું મા હજો.

વ્રજવાસી રાધાવલ્લભી બંગાળી સ્વામી સચ્ચિદાનન્દજી અમારે ત્ય્હાં આવતા, ને કપાલી સૂરે

સુધારસ નામકા પ્યાલા, ઉઠા લો જીસકા જી ચાહે;

એ ગઝલ ગાતા. પણ અજબ ગાંભીર્ય છલકાતો કરુણ રસ તો ત્હારે જામતો જ્હારે તે છેલ્લી વિનવણી ગાતા;

ઈતના તો કરો સ્વામી ! જબ પ્રાન તનસે નીકલે.
ચાહે યમુનાજીકા બટ હો;
ચાહે ગંગાજી કા તટ હો;
એક સાંવરો નિકટ હો, જબ પ્રાન તનસે નીકલે.

ગુજરાતી કવિઓનાં એવાં છેલ્લી વીનવણીના પદો, ટેનિસનના ભણ્યાં છો એમ, ભણ્યાં છો ? છપાયેલાં છે; ઘેર વાંચ્યાં-વિચાર્યાં યે છે ?

**નર્મદની વિનતડી**

નવ કરશો કોઇ શોક; રસિકડાં ! નવ કરશો કોઇ શોક.
યથાશક્તિ રસપાન કરાવ્યુ, સેવા કીધી બનતી; રસિકડાં!
જગતનીમ છે જનમમરણનો, દૃઢ રહેજો હિમ્મતથી; રસિકડાં!
મ્હને વિસારી રામ સમરજો, સુખી થશો એ લતથી; રસિકડાં!

**દલપતરામની વિનતડી**

માનવીઓ માત્ર પાસે રે હું માફી માગું.
કદાપિ હું કટુ વાણી બોલ્યો નથી જોઇ જાણી;
ત્હો ય હોય ઉચારણી રે હું માફી માગું.
હિન્દુ કે મુસલમાન, પારસી કે ખ્રીસ્રિયાન,
સહુ છો સગાં સમાન રે હું માફી માગું.

**દયારામભાઇની વિનતડી.**

સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળિયા વ્હાલા!
દોષ ન જોશો, દર્શન દેજો, નન્દલાલા રે!

જગતની યાત્રા સંકેલતાં, મૃત્યુના મહોદધિમાં ઝંપલાવતાં, કાલોસ્મિ ને શરણે જતાં માનવીની ખડક સમી યે અહંતા ઓગળી જાય છે; ને ત્હારે ઉરના ને આત્માના ઉંડાણમાં ઉંડા ભીડેલા કપાટો ઉઘડી જાય છે. આત્માનો સાચો રંગ ત્હારે પ્રકાશી ઉઠે છે.

દયારામભાઈની કવિતા એવી હતી; ગરબે ઘૂમતી ગરવી ગુજરાતણના ગૌરવસોહાગ સમોવડ સોહામણી.

## ૫. ઉપસંહાર

દયારામભાઇ એટલે ગુજરાતની મધુરપ ઝમક ઝળકાટ ને વિહ્વળતા, ગુજરાતનું નારીસંગીત. એમની ગરબીઓ એટલે ગુજરાતને આંગણે આંગણે ને ચોકે ચોકે જાણે ફૂલડાં વેર્યાં; ને અમ્મર વણકરમાતાં ફૂલડાં.

દયારામભાઈને કેટલાકો 'ગુજરાતના બાયરન' કહે છે. દયારામનું એ બહુમાન નથી, અપમાન છે. Lyrics ને જ વિચારતાં—ગુજરાતણો દયારામને ગાય છે એનાથી દસમા ભાગની યે અંગ્રેજણો બાયરનને નથી ગાતી. બાયરનને ઇંગ્લાંડનો દશાંશ દયારામ કહેવો એ ય બાયરનનું બહુમાન છે.

ગુજરાતી સંસારમાં દયારામભાઇ ગરબીઓથી જીવે છે ને જીવશે. દયારામભાઇ ગુજરાતણની જીભે બેઠા છે, કંઠે ઢળ્યા છે, હૈયે ગુંજે છે.

સાઠોદરા નાગરોએ ગુર્જર સાહિત્યને ઘણું અર્પ્યું છે; હરિલાલ ને કેશવલાલ ને બાળાશંકર. પણ અજબ ફાંકડો દયારામ તો અદ્‌ભુત જ આપ્યો.

ગ્રેની એક Elegyને ખાતર ઇંગ્લાંડની ગુણગ્રાહક સાક્ષરતા એને સંભારે છે, આપણી પાસે યે સંભારાવે છે. તો દયારામની આટઆટલી ગરબીઓ છતાં યે ગુજરાત એમને વિસારશે?

ગ્રેની એક Elegyને છાબડે તોળે એવી દયારામભાઇની સો—સો ગરબીઓ તો છે જ.

એક વાત આજના સાક્ષરોને કે આજના જમાનાને સ્હેમજાશે? આજે હજારો નકલો કરવા છાપખાના જેવા લહિયા છે, ગામ પરગામ લઈ જવા ટપાલ ને રેલ્વે સમા ખેપિયા છે, છતા આજના અમદાવાદી કવિવરોનુ લખ્યુ નડિયાદ વિરમગામ કે ધોળકા લગી યે કેમ નથી પહોચતું?

જ્હારે છાપખાનું ન હતું, ટપાલ ન હતી, રેલ્વે ન હતી ત્હારે, જાણે પવનની પાખ ઉપર બેસીને કે પવન-પાવડીએ ચ્હડીને દયારામભાઈ ગુજરાતભરના નભોમંડળમા રસમેઘ સમા ઉડતા, સૂરત ભરૂચ વડોદરા ડાકોરજી પેટલાદ અમદાવાદ ગુજરાતભરમા ઝીલાતા.

લોક શુ આજ નગુણા હશે? આજ આપવા જાય છે સાક્ષરો, લ્હો યે લેતા નથી. ત્હારે લોક જાણે શોધવા નીકળતું, ને જડયે ગુજરાત ઘેલુ હતું

એમ કેમ?

દયારામભાઇને સંસારે ઝીલ્યા, ગુજરાતણુ તો, ગરબાની ને જાગની પેઠે, માથે ચ્હડાવી ઘૂમી રહી.

આજની કેટલીક કવિતાને એ જ રસરસિયેણ ગુજરા- તણુ છબે છે યે કેમ આછેરડી?

સાક્ષરો એ સ્હમજશે ?

આપણી એક ઇતિહાસવાર્તા કરી પછી વિરમીશ.

સપ્તસિન્ધુ–પંજાબમાથી ગુર્જરો દક્ષિણમા ઉતર્યા ને આ દેશ જીતી ગુર્જરરાષ્ટ્ર જમાવ્યું. આપણે એ ગુર્જરોના વંશજ ને વારસ. ઇતિહાસ કહે છે ગુર્જરોના નેસ હતા. ગુર્જરો એટલે ગોપ–ગોવાળ, ને ગુર્જરી એટલે ગોપી–ગોવાલણી.

બાદશાહને યે મોહ પમાડનારી ગુજરાતની ગુર્જરીનુ ગીત તો સર્વવિદિત જ છે ને ?

ને પંજાબમા એ ગુર્જરો ઉતર્યા હતા કોકેસસતીરના Georgia–ગુર્જરિયામાથી.

The Outlines of the World To-day નામના ગ્રન્થમાં જ્યોર્જિયાની આજની સુન્દરીઓને માટે એચ. જી. વેલ્સ લખે છે કેઃ—

The Georgians are romantic people who live in isolated valleys and depend chiefly on brigandage. Their women have a great reputation for beauty and used to supply the principle Turkish herams.

બાદશાહોને યે મોહ પમાડનારી ને પરમ વિલાસ-પરાયણ કૉનસ્ટૅન્ટિનોપલનાં અન્તઃપુરોને વીજળી પેઠે ઝળકાવનારી ને ફૂલપાંદડીઓ જેવી પગલીએ મઘમઘાવી સોહવનારી ગુર્જરીઓની સૌન્દર્યસોહામણી પ્રપૌત્રીઓ, કોકિલા સરિખડી, આપણા ગુજરાતની કુંજોમાં ગાજે છે ત્હાં સૂધી દયારામભાઇને આપણાં કુલધામ વિસારવાનાં નથી.

ગુજરાતની ગોપીઓને દયારામભાઇ વ્હાલા છે, એમનું વ્હાલપ વ્હાલુ છે, એમની કલ્પનીની વીજળીઓ, એમની ગરબીઓની ગીતગુંજના, એમની રસની મધુરપ વ્હાલી છે.

ગુજગતણુ અમ્મર છે, ને એટલી દયારામભાઇની કવિતા યે અમ્મર છે

આજ દયારામભાઈનો નહી, પણ એ ગુજરાતણુનો મહોત્સવ છે.

અને ગુજરાતણુના રાસનું મૂલ શુ આકો છો ? ગુજરાતણુના રાસનુ મૂલ એ દયારામભાઈની સર્વોત્તમ કવિતાનુ મૂલ.

આપણે ત્ય્હા કાનગોપીના રાસ આજે નથી યુરોપના કાનગોપીના ગસ મુગામુખા છે જ્ય્હારે યુરોપના રાસમા ગીત ભળશે, ત્ય્હારે ગુજરાતની ગરબીઓના આડ જગત જાણુશે કે એ રસમોતી કેટલા ચવના છે.

વૃન્દાવનની ગોપીઓના રાસ આજે ગુજરાતની ગોપિકાઓ ગાય છે ગુજરાતની ગરબીના—ગસડાના મૂલ પૂછવા હોય તો જગતપ્રવાસી કવિવર ટાગોરને જઇ પૂછજો, કે જગતભરમા ક્ય્હા યે એ દીઠા કે સાભળ્યા ?

જગતભરના સાહિત્યમા—જગતભરના સસારમા, જગતના Lyricsમા ગુજરાતની ગરબીઓનુ—ગુજરાતણુના રાસનુ સ્થાન સદા અદ્દભુત છે, ને એ ગરબીઓના સમ્રાટ્—ગુજરાતણુના હૃદયગજવી દયારામનું યે સ્થાન સદા અદ્દભુત જ છે

ને ગુજરાતી સાહિત્યના ઇતિહાસની આખડીએ નિહાળતા Dayaram was the Last of the Ancients, the close of a very venerable Epoch.

અને આથમતી વર્ષા, શરદની સ્વાતિ નક્ષત્રની વર્ષા, શરદ્ પૂર્ણિમાની જતી જતી વર્ષા મોતી વરસી જાય છે, એમ મધુરેણ સમાપયેત એ ન્યાયે, પ્રાચીન યુગની પૂર્ણાહૂતિ ને સમાપ્તિરૂપ દયારામભાઇ રસના મોતીડા વરસી ગયા છે.

એમની એક એક ગરબી ગુજરાતનું મહામૂલું રસ-મોતી છે.

વન્દના હો: અમારી-ગુજરાતના નરનારની પરમ વન્દના હો પ્રાચીનતાના મોતીવર્ષન્તા એ છેલ્લા રસમેઘને.



# જગતસાક્ષર શ્રી ગોવર્ધનરામ



(ગોવર્ધનજયન્તી, દશેરા, સં. ૧૯૮૦; પ્રેમાભાઇ હોલ, અમદાવાદ. ગુજરાત મહાવિદ્યાલયની વિદ્યાર્થીપંચાયત)

અમદાવાદનાં સાહિત્યરસિકો !

૧૯૧૦ માં ગોવર્ધનજયન્તી મુંબઈમાં ઉજવવાના અમારા કોડ હતા. મ્હોટા પાયાની યોજના ઘડી હતી. ત્રણ દિવસના ઉત્સવનો અભિલાષ હતો. ગુજરાતી નાટક મંડળી સરસ્વતીચન્દ્રમાંથી પ્રવેશો ભજવે; કેટલાંક ચિત્રો ગુજરાતના કલાકારો ચીતરે; પ્રધાન ભાષણ મ્હારે આપવાનું હતું. જગતની કાદંબરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન એ વિષય લીધો હતો.

એ વાતને આજ ૧૪ વર્ષો વીતી ગયાં છે. પરસ્પરના આ અદેખિયા જમાનામાં એ ગુણવન્તાના ગુણભંડાર સંભારવાનું, એકાદબે પ્રસંગ શિવાય, કોઈને યે નથી સાંભર્યું; એમની હયાતીમાંના એમના ખુશામતિયાઓને યે સાંભર્યું નથી.

આટલે વર્ષે પાછી મુંબઈમાં ને અમદાવાદમાં ગોવર્ધનજયન્તી ઉજવાય છે.

મુંબઈમાં ગુજરાત મંડળ નવું સ્થપાવાનુ હતું ત્ય્હારે ત્હેમના મ્હને કાગળો આવ્યા કે પ્રમુખ થાવ, ના પાડી. સૂચના ને સલાહની માગણી આવી. ગોવર્ધનજયન્તીથી પગરણ માંડવાની સલાહ આપી. એમને રૂચી ને ઉપાડી લીધી.

અહીંના મહાવિદ્યાલયની વિદ્યાર્થીપંચાયતના મહામંત્રી ચારેક માસથી કહેવડાવતા કે સરસ્વતીચન્દ્ર ઉપર કાંઈક કહો. એમને પણ ગો. મા ત્રિ. ની જયન્તીની સૂચના કરી; મહામંત્રીએ ઝીલી લીધી.

નવલરામજયન્તીને અવસરે અસહકારને માથે મ્હેં આરોપ મૂકયો હતો કે ઇતિહાસ ભૂલ્યા છે. આજે આટલો યે ઈતિહાસ સંભારતા થયા—જો કે નેતાઓ નહી, વિદ્યાર્થીઓ એટલો યે આરોપ પાછો ખેંચું છું. '

સરસ્વતીચન્દ્રની નવલકથાએ તો કંઈ કંઇ ગુજરાતી સાક્ષરોને જન્માવ્યા, ખવરાવ્યા—પીવરાવ્યા, ને મ્હોટા કીધા છે, ને કરશે.

સરસ્વતીચન્દ્રનો અભ્યાસ તે નવગુજરાતના સર્વોત્તમ ગ્રન્થનો અભ્યાસ.

૨. યુગપ્રધાન સાક્ષર

ગોવર્ધનભાઈને સ્મરતાં જ તરી આવતી સ્મૃતિ તો એ કે ગોવર્ધનયુગના એ યુગપ્રધાન સાક્ષર હતા.

ગુજરાતનો એ સાહિત્યયુગ ન્હાનોસૂનો ન હતો, યશસ્વી હતો. ૧૯મી સદીની છેલ્લી પંદર વર્ષની તિથિઓ એ ગોવર્ધનયુગ; ૧૮૮૭થી ૧૯૦૧ પર્યન્ત સરસ્વતીચન્દ્રનો યુગ.

કલાપી, કાન્ત, મસ્ત કવિ, મણિલાલ, બાળાશંકર, નરસિંહરાવ, હરિલાલ ને કેશવલાલ ધ્રુવ, બળવન્તરાય ઠાકોર, રમણભાઇઃ એ સહુમાં યુગપ્રધાન સાક્ષર તે ગોવર્ધનભાઇ અને યુગપ્રધાન ગ્રન્થ તે સરસ્વતીચન્દ્ર.

સરસ્વતીચન્દ્રને કાજે ભૂમિકા તૈયાર થઇ હતી, પૂર્વનું એડાણુ થયું હતું. ને તે યે નડિયાદીઓને હાથે મણિલાલના ઉત્તરરામ ને માલતીમાધવનાં ભાષાન્તરો, છગનલાલ પંડયાનુ કાદમ્બરીનું ભાષાન્તર, ઝવેરીલાલભાઇનું અભિજ્ઞાન શાકુન્તલનુ ભાષાન્તર, રણછોડભાઇના લલિતાદુઃખદર્શકમા ગુણના કજોડાની સસારચર્ચા; એ સરસ્વતીચન્દ્રની પૂર્વતૈયારીઓ. લલિતાના નન્દનકુમારની પ્રિયંવદા ને કુમુદના પ્રમાદધનની પદ્મામાં ફેર છે? એ ખરૂ કે લલિતાનો સરસ્વતીચન્દ્ર નથી, પ્રમાદની કૃષ્ણકલિકા યે નથી.

કહેવાય છે કે પ્રભુના અવતાર પહેલાં દેવો અવતરે છે, ભૂમિકા કેળવે છે. સરસ્વતીચન્દ્રના અવતાર પહેલાં એ ગ્રન્થોએ ગુજરાતનો વાતાવરણ એ દિશામા કેળવ્યો હતો. સંસ્કૃતભોગ્ય સાહિત્ય પ્રસાર્યું હતું ને કુલમનાં સંસારદુઃખો ભણી ગુજરાતની દૃષ્ટિ આકર્ષી હતી. પછી ગો. મા. ત્રિ. એ એ અંગારાના ભડકા કીધા.

૧૯મી સદીની આખરનો એ યુગપ્રધાન સાક્ષર.

૧૮૪૮ થી ગુજરાતે નવયુગ પ્રવર્ત્યો. ત્ય્હારથી તે ગો. મા. ત્રિ. ના વિદેહ થવા સૂધીમાંના નવયુગની આપણી સાક્ષરત્રીમૂર્તિ તે દલપત નર્મદ ને ગોવર્ધન. અને ત્હેમાં યે સરસ્વતીના સિતારનો વચલો તાર તે ગોવર્ધનરામભાઇ.

## ૩. એ સમયનું નડિયાદ ગુજરાતનું સાહિત્યતીર્થ

એ સમયનું નડિયાદ કેવુંક હતું ? મણિલાલ, બાળાશંકર, દોલતરામ, મનઃસુખરામ, ઝવેરીલાલ, છગનલાલ પંડયાનું વતન. રણછોડભાઇ નજીકમાં જ મહુધે, જતાં આવતાં નડિયાદમાં રહેતા. હરિદાસભાઇની જૂનાગઢે દિવાનગિરિ હતી. દોલતરામભાઇ લૂણાવાડે હતા. ન્હાના સાહેબ ને તાત્યા સાહેબ કાઠિયાવાડનાં રાજ્યોમાં રાજમન્ત્રીઓ હતા. મણિલાલનું સુદર્શન ગાજતું; ગુજરાત એના અદ્વૈતના સૂર ઝીલતું

ગુજરાતની દૃષ્ટિધારાઓ ત્ય્હારે નડિયાદ ઉપર વર્ષતી. મુંબઈથી ત્રીસમા ભાગના નડિયાદમાં મુંબઇથી ત્રીસ ગણી સાહિત્યસમૃદ્ધિ ત્ય્હારે હતી.

કેશવ હર્ષદ ધ્રુવ ત્ય્હારે નડિયાદ હાઇસ્કુલના હેડમાસ્તર હતા.

દલપતરામને સાહિત્યતીર્થ માની દર્શને આવનારને ન્હાનપણમાં દીઠા છે; એવું નડિયાદ ત્ય્હારે આપણું સાહિત્યતીર્થ હતું. પ્રો. ગજ્જર જેવા વિદ્વદ્વર, કલાપી જેવા સાહિત્યરસિક રાજવી એ તીર્થની તીર્થયાત્રાએ જતા.

પ્રો. ગજ્જરની સાથે મ્હેં યે એ સાહિત્યતીર્થની તીર્થયાત્રા એકદા કીધી હતી. કેશવ ધ્રુવનો ત્ય્હારે ૧૯૦૬

મા પહેલો પરિચય થયો ત્યારે મ્હારા બે પુસ્તકો છપાયાં હતા કેટલાક કાવ્યો ભાગ ૧ લો અને વસન્તોત્સવ. કેશવલાલભાઈની વિશાલ સાહિત્યરસિકતાની ત્હારથી મ્હને પિછાન પડી

ગોવર્ધનભાઈ મન સુખરામભાઈ ને સન્માનતા, ને મ્હારી કને યે માન અપાવવા મ્હને મન સુખરામભાઈને ત્હા લેઇ ગયા હતા

નડિયાદનો સાક્ષરી રંગ ત્હારે ઔર હતો ન્હાના મ્હોટા સહુ માનતા કે અમે ગોવર્ધનભાઈના અંશ કે અવયવ, અમે સરસ્વતીચન્દ્ર, કે ચન્દ્રકાન્ત, કે બુદ્ધિધન, અમે કુસુદ કુસુમ કે ગુણસુન્દરી.

નડિયાદ ત્હારે ગુજરાતનુ સાહિત્યતીર્થ હતુ.

૧૯ મી સદીની આખરમા એના સાત-સાત સરોવરો ભરેલા રહેતા, ને એ ભર્યા ભર્યા સરોવરો સમોવડા સાક્ષરો ત્હા હતા. નડિયાદમા ત્હારે સાક્ષરતાની અજબ ભરતી ઉભરાતી

ગોઇથેના Sorrows of Wherter નો ચમકાર યૂરોપ મા ચમકી ઉઠયો હતો એવો સરસ્વતીચન્દ્રની વીતોનો ગુજરાતમા ચમકાર ચમકયો હતો

## ૪. સાહિત્યકૃતિઓ ને જીવનકથા

આ મુદ્દાઓ ચર્ચતા લંબાણુની જરૂર નથી

બન્ને યે સુપ્રખ્યાત છે. જે હજી જાણીતું નથી તે અત્યારે તો જણાવા સંભવ નથી

ખેડાના મુનસફ ભોળાનાથભાઈ ને નડિયાદના શ્રીમન્ત માધવરામભાઈ. ત્હેમના પુત્રો ભીમરાવ ને ગોવર્ધનરામ. એમના શા શા સ્નેહસંબંધ હતા ? એ બે કુટુંબો ઓલે તે ગુજરાત જાણે.

ક. સરસ્વતીચન્દ્ર, સ્નેહમુદ્રા, લીલાવતીજીવનકલા, Classical Poets of Gujarat, સાક્ષરજીવન, દયારામનો અક્ષરદેહ, The Hindu Marriage Forms. ગોવર્ધનરામભાઈના એ મુખ્ય ગ્રન્થો.

સ્નેહમુદ્રાની પૂર્વછાયા સંસ્કૃતમાં રચી હતી. એક નિષ્ફળ નાટક–ક્ષેમરાજ ને સાધ્વી. સરસ્વતીચન્દ્રનો એ પાંચમો ભાગ. છપાયુ નથી; વાંચ્યુ છે. એશિયાયૂરોપની પ્રજાઓ વિશેનું ઉત્થાનધર્મનું એક ભાષણ છે, ન્હાનું પણ મહામનનશીલ છે. જોડણીવિચાર ને કેટલાંક છૂટક ગીતો પણ છે.

ખ. ગો. મા. ત્રિ. ગર્ભશ્રીમન્ત હતા. અવસરયોગે માધવરામભાઈની પેઢી ભાગી ને ગોવર્ધનભાઈના જીવનને મુશ્કેલીઓમાં ઘડાવાનો પ્રસંગ સાંપડ્યો. કેટલાક નિશ્ચયો ભાગ્યા, કેટલાક સંબંધો તૂટ્યા. નોકરી ન કરવાનો અભિલાષ હતો તે લેવી પડી. મનઃસુખરામભાઈના Political સંબંધી ભાવનગરમાંના સામળદાસભાઇ દિવાનના ગો. મા. ત્રિ. પ્રાઇવેટ સેક્રેટરી થયા. કંઇ કંઈ અનુભવો–જીવનના–સંસારના–રાજ્યના આંખ ઉઘાડી રાખી વિચરતા એ મુંબઈગરાને, એ અનુભવાર્થીને ત્ય્હાં કાઠિયાવાડના રાજસ્થાનના પાટનગરમાં થયા. એ અનુભવપુષ્પોના પરિમળ પછી સરસ્વતી-

ચન્દ્રમાં ગૂથ્યા; મુખ્યત્વે પહેલા ભાગમાં. પહેલા ભાગમાંના કેટલાક પ્રસંગો ૧૮૮૩ ના એપ્રિલ–મેમાં બન્યા, એમ ગો. મા. ત્રિ. એક ફૂટનોટમાં સૂચવે છે.

ગો મા. ત્રિ. ની ગરીબાઇમાંથી સરસ્વતીચન્દ્ર જન્મ્યો.

પછી મુંબઈમાં વકીલાત માંડી. તાપીદાસ વરજદાસનો મુંબઇમા પાડોશસંબંધ થયો. ગુજરાતના ,એ યુગપ્રધાન સાક્ષરને મુબઈમા ત્હારે એ પૂર્ણસ્વરૂપે થોડાકે ઓળખ્યા–પારખ્યા હતા.

પછી નિવૃત્તિનિવાસ નડિયાદમાં કીધો; ને નડિયાદ ત્હારે સાહિત્યતીર્થ થયું.

દલપતનર્મદના જીવનદેશમાં ત્યાગની મહાભાવના મૂળથી હતી; એમ ગોવર્ધનભાઇના જીવનમાં યે પછી ત્યાગવૈરાગ્ય પાંગર્યો. એમનાં પાત્રોમાં યે ત્યાગવૈરાગ્ય ઝળહળે છે. ત્રણે ય મહાપુરુષો પરમ દેશહિતચિન્તકો હતા.

મલ્લમહાભવન ને મહાભારતનો અર્થવિસ્તાર વિ. રાજનીતિનો ભાગ વિચારતાં ગો મા. ત્રિ ૨૦ મી કે ૧૯ મી યે સદીના નથી લાગતા, પણ મધ્યયુગમાંના જેવા લાગે છે. રાજધર્મ ઉપર ઝોક ને મદાર. Demos ની મહાશક્તિનાં શ્રદ્ધા કે ભય એમને એટલાં નથી. ઇંગ્લાંડના ચાર્લ્સ, ફ્રાન્સના લુઇ, રશિયાના ઝાર ને જર્મનીના કયસરના રાજવંશ ઉથલાવનાર પ્રજાના મહાબળ એમણે એટલાં વિચારેલાં નહી. પ્રજાપાંચાળીને તો રાંક–આપડી–ભિખારી ગોવર્ધનભાઇ માને છે. અન્યત્ર ગો. મા. ત્રિ નાં કેટલાંક અપ્રગટ, ગીતો એમના જ આ અભિપ્રાયને ખોટો પાડનારાં છે ખરાં.

## ૫. ગોવર્ધનભાઇનો ગુણભંડાર

પ્રધાનતઃ ગોવર્ધનભાઇ એટલે સરસ્વતીચન્દ્રના કર્તા. આપણે એમ ઓળખિયે છીએ; ભવિષ્ય એમ ઓળખશે.

ન્હાનપણમા સરસ્વતીચન્દ્રના ગ્રન્થને અમે ગોવર્ધનપુરાણ કહેતા. નન્દશંકરભાઇએ સરસ્વતીચન્દ્રને Philosophic Vagabond કહ્યો હતો.

ગોવર્ધનભાઇને નિજ અનુભવસારની નિબન્ધમાળા લખવી હતી; ને લખ્યો સરસ્વતીચન્દ્ર.

પરિણામ એ થયુ કે વિચારણા, અન્વેષણા, મીમાંસા ભારોભાર એ ગ્રન્થમાં ભરેલી છે. ગોવર્ધનભાઇ જ્ઞાનને કવિતાનો આત્મા માનતા; એ વિષે સમાલોચકમાં એમનો એક લેખ છે ને કાવ્ય છે. શાન્તિપર્વના ભક્તનો કંઇક સત્યાંશવાળો ખરો ખોટો એ અભિપ્રાય. કલાસુન્દરી એમને મતે કંઇક ગૌણ છે, જ્ઞાનાનન્દ પ્રધાન છે.

એટલું તો ખરૂ કે સરસ્વતીચન્દ્રની કાદંબરીના આત્મારૂપે ગોવર્ધનભાઇના સંસારઅનુભવોની કમળવહીઓ છે.

✓ પણ ભાવ કલ્પના કવિતા રસનાં પૂર સરસ્વતીચન્દ્રમાં ઓછાં નથી, જ્ઞાનપ્રવાહ જેટલાં જ બળવન્તાં છે. એ લહરીઓમાં બુદ્ધિવૈભવની વેલીઓ ડૂબી જાય છે, ને ઉપર તો કમળશોભતાં કવિતાના જ મહાતરંગો ડોલન્તા દેખાય છે.

✓ ગોવર્ધનભાઇ Mystic તો ન કહેવાય; Idealist હતા. એમની ભાવનાઓ ને આદર્શો સરસ્વતીચન્દ્રમાં ભરેલાં છે. ગોવર્ધનરામભાઇનાં મનોરાજ્યની લચી નમી ઝૂલતી

પ્રફુલ્લ વનશ્રી તે સરસ્વતીચન્દ્ર.] Materialist-સ્થૂલવાદી કહેવાતા પ્રો. ગર્જ્જર પણ Idealist હતા. એ સમાન ગુણભાવનાથી પરસ્પરનાં આકર્ષણ ને મૈત્રી જન્મ્યાં ને જામ્યા.

સાક્ષરજીવનના નિબંધમાં ગો. મા. ત્રિ. ના સાક્ષરતાનાં અભિલાષ ને કોડ, ભાવના આદર્શ ને ધર્મ સંચેલાં છે.

એ ભાવનાઓ માત્ર કલ્પનાની પાંખે ન્હોતી ઉડતી, છેક હવાઈ ગબારા ન હતા. ગોવર્ધનભાઇના એ જીવન બોલ હતા.

ગોવર્ધનભાઇની Scholarship-બહુશ્રુતપણું પણ સરસ્વતીચન્દ્રમાં ઠામઠામ છલકાઈ જાય છે. આજના સાક્ષરોના અલ્પ વાચનવિચારણ ક્ય્હાં? ને ક્ય્હાં ગો. મા. ત્રિ. નાં અગાધ વાંચનવિચારણ ? [ગો. મા. ત્રિ ની લેખમાળામાં યોગ્ય સ્થાને યોગ્ય વચન, સંસ્કૃતનું કે ઇંગ્રેજીનું, જવાહીરની પેઠે જડેલું હોય છે.]

આજ તો સામાન્યતઃ વાચવું ઓછું, વિચારવું એથી યે ઓછું; ને સાક્ષરતાના મેઘાડંબરનો ઘટાટોપ વાદળ જેવડો મ્હોટો. જળવિહોણાં વાદળાએ જાણે દોડાદોડ માંડી. એ વર્ષે પણ શું? ને જગતને પાય પણ શું?

જગત્સાહિત્યની ભરતી પૂર્વે ક્ય્હાં સૂધી ચ્હડી છે એનું જ્ઞાન થતાં સાક્ષરને-સાક્ષરતાના કોડીલાને આવશ્યક-Indispensable છે.

ભાવ, ભાવના, રસ, અન્વેષણા, સાહિત્યવિશારદતા, કવિતાના મહાતરંગો ઉપર ગુજરાતીઓના નાવડા ને નૌકાઓ। એમ ત્ય્હારે ઝૂલવા લાગ્યાં, હેલિયાં ખાવા લાગ્યા.

એ સહુ ગો. મા. ત્રિ. ના સરસ્વતીચન્દ્રના મહા પ્રતાપે ને મહાપ્રભાવે.

## ૬. સરસ્વતીચન્દ્રમાંની બેચાર ચર્ચાઓ

ક. ગોવર્ધનભાઇએ વાર્તામાં ગુજરાતના નવસંસારનો રોગ પારખ્યો; ઔષધ ખરૂં આપ્યુ નથી.

સ્ત્રીકેળવણી ને પુરુષકેળવણીની અસમાનતાને લીધે ત્ય્હારે તરી આવતો નવયુગના આદિનો ગુણકલ્હેશનો રોગ એમની પહેલાં રણછોડભાઇએ લલિતાદુઃખદર્શકમાં, ચે ઓળખાવ્યો હતો. રણછોડભાઇએ રોગ પારખ્યો ને ભાખ્યો; ઔષધ ભાખ્યું જ નથી.

ગોવર્ધનભાઇએ ઔષધ દાખવ્યું કે ચ્હાવું કુમુદને ને પરણવું કુમુદની બ્હેન કુસુમને. એ તે ઔષધ છે ? ને છતાં સંસારીઓનો શું એ નિત્યનો સંસારઅનુભવ નથી ?

નવલકથાના Central Problem નો એ સાચ્ચો કે 'કવેતાઈ' ઉકેલ નથી; પણ સંસારમાં દૃશ્યમાન થતો સંસારી ઉકેલ છે. સંસારમાં એમ નથી થતું ? કુમુદને ચાહનારા ઘણાખરા કુસુમને જ પરણ્યા હોય છે ને ?

કલાપીના જીવનમાં એ પ્રશ્ન જાગ્યો હતો. કલાપીને ચ્હાવું હતું શોભનાને અને સંસાર નિભાવવો હતો રમા સાથે. અન્તે એમાં જીવનનું બલિદાન અર્પાયું.

કેલાપીના કેકારવમાંથી કે ગોવર્ધનભાઇની કાદંબરી-માંથી સંસારના એ મહાઅક્ષનુ નિરાકરણ સંસારને જડતું નથી. એકની કવિતામાં ને બીજાની કાદંબરીમાં પરિણામે

પરાજય છે. બન્નેનાં જીવનમાંથી યે એ ઘૂંચ નથી ઉકલતી. બન્ને યે ઉચ્ચારેલો સંસારકોયડો ખરો છે, ઉકેલ ખોટો છે.

કહેવાય છે કે સરસ્વતીચન્દ્ર ને કુમુદનાં પુનર્લગ્ન ગો. મા. ત્રિ. એ કરાવ્યાં હતાં. એનાં ગ્રન્થપ્રૂફ પણ આવી ગયાં હતાં. પણ પછી પૂજ્યે ને વ્હાલાંએ વાંધો લીધો, એટલે વાર્તાનું વળું બદલ્યું. જૂલિયેટ રોમિયોને પરણી નથી એ નાટક માત્ર નથી, સંસારનું સત્ય છે.

આપણા નવ સંસારનો કે સકળ જગતનો જેટલે અંશે એ પ્રશ્ન છે એટલે અંશે સકળ જગતનો એ મહાપ્રશ્ન હજી તો અનુત્તર છે.

શોધતાં સૈકાઓ ગયા, જડતાં સૈકાઓ જશે, અને સંસારીઓ નિજનિજના માર્ગ યથાશક્તિમતિ વીણી લેશે.

જૂલિયેટ રોમિયોને પરણી નથી માટે તો ઘણાંખરાં નાટકો ને નવલકથાઓ લખાયાં છે ને લખાય છે.

ખ. ૧ લા ભાગનું રા. વિશ્વનાથ વૈદ્યે અવલોકન લખ્યું હતું. સારૂં અવલોકન છે. એમાં એક ચર્ચા છે કે કુમુદ સતી ખરી, કે નહી ?

'જવનિકાનું છેદન' એ પ્રકરણમાંના જીવનને વ્હેલોવી નાંખતા આત્મમન્થનના પ્રસંગોને અન્તે ગો. મા. ત્રિ. એ લખ્યું છે 'સતી કુમુદસુન્દરી.'

રા. વિશ્વનાથ વૈદ્ય અવલોકનમાં પૂછે છે કે પ્રમાદધનની પરિણીતા પત્ની સરસ્વતીચન્દ્રને ચ્હાય તે સતી ખરી કે નહી ?

એ યુગની એ એક સાક્ષરી મહાચર્ચા હતી.

મૂળગત પ્રશ્ન તો એ જ હોય કે આર્યોની સતી-ભાવના કઈ? મનસા, વાચા, કર્મણા પતિપરાયણા પત્ની તે સતી. આદિ કવિથી માંડીને સતીની આપણી એ ભાવના. સીતાજીનું એ સતચરિત.

કો નવા કનૈયાલાલ મુનશી જાગે; આપણાં આદર્શોને ધર્મને નીતિને સત્યને પ્રણાલિકાવાદ કહી તોડે; ને હેમ-ચન્દ્ર સૂરીનાં ને સુકન્યાનાં અડોલ ચિત્તને ડોલાવ્યાં એમ સીતાજીનાં યે દિલને રાવણમોહે ડોલાવે; ને ૨૦ મી સદી-માં સતીની ભાવના ૨૫ મી સદીવાળાંઓને રૂચે એવી નવી ઘડે; ત્હારે તો જૂદી વાત.

ત્હાં સુધી તો વિશ્વનાથ વૈદ્ય સાચ્ચા છે.

'શંક' કુમુદનો કામ ઉપરનો મહાવિજય જબરદસ્ત હતો, ને અન્ત સુધી એવો અખંડ રહ્યો. કુમુદનાં એ સંયમ ને વીરત્વ ને આત્મબળ અજબ હતાં.

પણ સૈકા-સૈકાના બદલાતા રંગ પ્રમાણે સાચી સનાતન ભાવનાઓ યે શું બદલાશે?

ગો. મા. ત્રિ. એ પહેલા ભાગમાં કુમુદને સતી કહી છે; પછીના ભાગોમાં સતી કહ્યાનું ધ્યાનમાં નથી. વિશ્વનાથ વધની ચર્ચાનો એટલો સત્યાંશ ગો. મા. ત્રિ. એ પણ સ્વીકાર્યો લાગે છે.

ગ. ચોથા ભાગના છેલ્લા પ્રકરણનો-આરાત્રિક અથવા આરતી એ સમસ્ત પ્રકરણનો ધ્વનિ ને અર્થ શો?

એ પ્રકરણમાં સુન્દર વેણુ વાગી તે શેની વેણુ?

નટવર વસન્ત નાચી રહ્યો છે, ને જગતને નચાવી રહ્યો છેઃ એ કીયો નટવર? કાન્તના વસન્તવિજયમાંનો એ વસન્તદેવ? કે નહી?

મ્હને રાસ રમ્યાના કોડ, વ્હાલા!
મ્હને થેઈ થેઇ રાસ રમાડ, વ્હાલા! } એ શેના રાસ?

ગુમાન શા માટે–શું જોઈ ને રાજી થતી થતી ગઇ? જઇને લક્ષ્મીનન્દન શેઠના હૈયામાં કીયું અમૃત રેડ્યું? 'શેઠના વંશની અમરવેલ અખંડ પાંગરશે' એવું જ, કે બીજું કાંઇ?

ગુમાનની બુદ્ધિ પ્રમાણેની ગુમાનની એ કલ્પના કદાચ કોઇ કહે; પણ પ્રકરણના મથાળાના કાવ્યમન્ત્રો કાંઈ ગુમાનના લખેલા નથી; ગો. મા. ત્રિ ના નિજના લખેલા છે. ગો. મા. ત્રિ. એ એ મન્ત્રો અવિચાર્યે નિરર્થક લખ્યા છે?

એ વેણુ, એ નટવર, એ રાસ શેના?

'સૂતેલા પતિના રાત્રિના કમળપુટ પેઠે બીડાયેલા અધરપુટ ઉપર પોતાના અધરને બીજી આરતીની પેઠે ધરવા જાય છે ને એનું પોપચું કંઈક ઉઘડતું દેખે છે.' મહાગ્રન્થના છેલ્લાના આગલા પેરેગ્રાફમાંનાં એ વચનનો અર્થ શો?

અધર ઉપર અધર મૂકવો એ શબ્દોમાં અધરદાન –ચુંબનનું જ વર્ણન નથી? ને ચુંબન એટલે દેહસંબંધ નહી?

'કુસુદ આ સુખસ્વપ્નથી પોતાની મર્યાદા ભૂલી જઇ ઉભી રહીઃ' એ સુખસ્વપ્ન શેનું? કુસુદે કીયો મર્યાદાભંગ કીધો? સરસ્વતીચન્દ્ર ને કુસુમના ચુંબનદર્શનનો? કે બીજો?

'ઘેલી મ્હારી કુસુમ!' વાર્તાના એ છેલ્લા શબ્દોચ્ચારમાં કુમુદે ને ગોવર્ધનભાઇએ ભાખેલી એવી શી ઘેલછા કુસુમે કરી હતી?

'મલકાતી મલકાતી પતિમુખને (કુસુમ) ન્યાળી રહી હતી, તે અચિન્તી કાઇ ઉર્મિ ઉઠવાથી–એ ઉર્મિના અસહ્ય વેગના હેલારાથી વિ.' કુસુમને ઉઠેલી એ ઉર્મિ કઇ? એ ઉર્મિનો અસહ્ય વેગ કીયો? એ અસહ્ય વેગનો હેલારો કીયો? ને એ બધાથી કુસુમે શું કર્યું? પાંડુ ને માદ્રીએ વનમાં વાનપ્રસ્થાશ્રમમાં કર્યું હતું એનું પગરણ ને?

'લક્ષ્મીનન્દનનું પૌત્રલાલસા વાળું હૃદય ચિન્તાતુર હતું:' 'શેઠની ચિંતા દૂર કરનાર આ દેખાવની વધામણી ખાવા' ગુમાન દોડી ગઇ. 'શેઠના કાનમા જ ઉતાવળું કંઇક અમૃતવચન કહી દીધું.' ગોવર્ધનભાઇનાં એ વચનો છે. એ વચનોનો અર્થ શો?

કણ્વાશ્રમમાં દુષ્યન્તશકુન્તલાના સમાગમથી ભરત જન્મના જેવો? કે નહી?

કુમુદ પણ 'પોતાના સ્વાર્પણનું–પોતાની પૂર્ણાહૂતિનુ પુણ્યફળ દેખી અંજાઈ ગઇ હોય એમ પ્રતિમા પેઠે સ્તબ્ધ થઇ એક કમાડમાં લપાઇ રહી–ઉભી જ રહી.'

કુમુદના સ્વાર્પણનું, કુમુદની પૂર્ણાહૂતિનું એ છેલ્લા પ્રકરણમાંનુ છેલ્લું ફળ કીયું? લેખકના એ શબ્દોચ્ચાર ગંભીર ને ભવ્ય નથી? કે આછકલા ને અણવિચાર્યા છે? (છેલ્લું પ્રકરણ ગો. મા. ત્રિ. ની કલાનો–ધ્વનિકાવ્યનો ઉત્કૃષ્ટ નમૂનો છે.)

લક્ષ્મીનન્દનની સ્વાભાવિક પૌત્રલાલસાને અમૃતના છાંટા છંટાયા એવું કલાસૂચન એ પ્રકરણમા સ્પષ્ટ નથી ?

સરસ્વતીચન્દ્રના છેટલા ભાગમાનુ છેલ્લુ પ્રકરણ ગુજરાતની કાવ્યકલાનો વિરલ ને અદ્ભુત નમૂનો છે; ગોવર્ધનભાઈને કાલિદાસની સમીપમા લઈ જાય છે.

લગભગ છેટલી લીટીઓમા વર્ણવેલા કુસુમે સરસ્વચન્દ્રને દીધેલા ચુંબનથી એ પરણેલાઓની પરણતી વખતની દેહસંબંધની બાધા તૂટી, ને જગતને નચાવનારો નટવર તે પુષ્પધન્વા કામદેવ હતો; ને સુન્દર વેણુ વાગી તે પુષ્પધન્વાની વેણુ વાગી હતી, ને એના જ થેઇ થેઈ રાસ ગ્વાતા હતા, અને એમ લક્ષ્મીનન્દનની પૌત્રલાલસા પરિતર્પાતી હતી છેટલા પ્રકરણનો એ અર્થ. એ કલાધ્વનિનો અર્થવિસ્તાર અજુગતો છે ?

પ્રતીતિ ન થતી હોય તે રસવિચારકોને એ પ્રકરણ ફરીથી વાચી–વિચારી જવા અને કલાના પડદા પાછળનુ રહસ્ય ઓળખવા વિનતિ છે. પગલે પગલે સુન્દરીની પાયઘૂઘરી ઘમકે એમ એ આરતીના પ્રકરણનો શબ્દે શબ્દ રણકે છે.

પરણેલાંની પરણતી વખતની દેહસંબંધની બાધા કુદરતી છે ? તો પરણવુ શાને ? વિના પરણ્યે સ્નેહસંબંધ ન પાગરે ? ને એ બાધા તૂટે એમા પાપાચરણ તો કોઇ કાંઇ નથી જ કરતું ને ? પરણતી વેળાની એ બાધા અકુદરતી હતી, માટે જ તૂટી; એમ ગો. મા. ત્રિ નથી કહેતા સંભળાતા ?

પરણેતર એટલે જ સ્નેહીઓએ સ્વીકારેલી કામદીક્ષા.

ઘ. ગોવર્ધનરામ અને નવલકથાકારની કલા.

આ પ્રકરણની આટલી કલાચર્ચા પછી આશંકા રહે છે કોઇને? ગો. મા. ત્રિ. ની શૈલી પ્રાચીન ભાષ્યશૈલી હતી; કાંઇક Apologetic હતી; જો કે મણિલાલના જેટલી Apologetic ન હતી.

ગો. મા ત્રિ. ની રસકલાની ના પાડનારા કલાનો સંકોચિત અર્થ સ્હમજતા લાગે છે.

૧ લા ભાગમાં કલા પૂરેપૂરી છે, સાગોપાંગ છે. બીજા ભાગમાં છે, ત્રીજામાં છે. ચોથા ભાગમાં કલા ભાષ્યભાર નીચે ચંપાઇ છે; છતાં અન્તે પાછી ખીલી નીકળી છે; પુર બહારમાં પ્રફુલ્લી નીકળી છે.

કલાનો સંકોચિત અર્થ થવો ન ઘટે. વિલ્હેમ મિન્સ્ટરનો વિચાર કરી જોશો? સર્વમહાપુરુષોની પેઠે ગોઇથે ને ગોવર્ધનરામ Law unto themselves હતા. જૂની કલાસ્મૃતિઓના માત્ર પાળનારા એ ન હતા; નવી કલાસ્મૃતિઓને ઘડનારા હતા.

જે માર્ગે એ વિચરે એ માર્ગે વાટ પડે; જે એ ઉચ્ચરે, તે શાસ્ત્ર પેઠે ઝીલાય.

એ બન્ને ઉછૃંખળ ન હતા, ડહાપણના ભંડાર હતા. નિજનિજ દેશના ડાહ્યા પુરુષો હતા.

ગો. મા. ત્રિ. ની કલા, ભાષ્યભાર નીચે ચંપાતી નથી ત્ય્હાં, ફૂલમંડળીની સાચી શબ્દકલા છે.

નડિયાદ School નો—મનસુખરામભાઇનો, હરિદાસભાઇનો, દોલતરામનો, ગોવર્ધનભાઇનો, રણછોડભાઇનો,

કંઈક અંશે મણિલાલનો: ડહાપણ એ જ જીવનવિધાતા-મન્ત્ર હતો: રાજકાજમાં, કલામાં, સાહિત્યમાં, કવિતામાં, સંસારમાં, જીવનમાં.

એક બાળાશંકર જ માત્ર એમાંથી અળગો તરી આવનારો ફાંકડો પુરુષ.

અર્વાચીન ગુર્જરસાહિત્યની ભરતીની High Water Mark એટલે સરસ્વતીચન્દ્ર.

## ૭. જગતસાક્ષરોમાં ગોવર્ધનભાઈનું સ્થાન

આપણે—ને જગત—જાપાનની પ્રગતિથી સાનન્દાશ્ચર્ય પામતા કે કોમોડર પેરીની નૌકા ઈ. સ. ૧૮૬૦ ની આસપાસ જાપાનને કાંઠે અઠડી એથી સારા જાપાનને વીજળીનો ચમકારો વાગ્યો, ને જાપાન વીજળીવેગે ૩૦–૪૦ વર્ષમાં પૃથ્વીની પ્રજાઓની હારમાં આવી બેઠું. નિઃસન્દેહ આશ્ચર્ય ખરૂં એ.

આ જમાનો જ એવો છે; ૧૯ મી સદીનો વરાળનો, ૨૦ મી સદીનો વીજળીનો. લોઇડ જ્યોર્જ કહે છે કે ચાર વર્ષમાં ચારસો વર્ષની પ્રગતિ યૂરોપમાં થઈ. જ્યહાં રાજ્યના કે સંસારના કે એવા કોઈ અન્તરાયો ન હોય ત્યહાં પ્રજાઓને આગગાડી યે નહીં, આજ વિમાનનાં જ વાહન છે.

આપણી નવયુગની સાહિત્યપ્રગતિનો ઇતિહાસ એવો છે. ઈ. સ. ૧૮૫૮ માં હોપ વાંચનમાળા આદરી; ત્રીશ વર્ષમાં તો ૧૮૮૭ માં ગુજરાતે સરસ્વતીચન્દ્ર જગતને ખોળે ધર્યો.

એક કલ્પનાચિત્ર ઉરપટ ઉપર ખડું કરશો ? માનો કે જગતની સાક્ષરપરિષદ મળે છેઃ ભૂત ને વર્તમાન મહા-સાક્ષરોની; અને ગુજરાતના પ્રતિનિધિને નિમન્ત્ર્યો છે. તો એ જગતની સાક્ષરપરિષદમા ભૂત ને વર્તમાનમાંથી ગુજરાતનો પ્રતિનિધિસાક્ષર કીયો પાઠવશો ?

એ એક અને અજોડ ગોવર્ધનરામને.

ગોરધનભાઇ ડાન્ટે નથી, હોમર નથી; વ્યાસ નથી, વાલ્મીકિ નથી, ફિરદૌસી નથી. પયગમ્બરો કે સાહિત્યના પયગમ્બરો કંઇ દાયકે દાયકે કે સૈકે સૈકે પાકતા નથી.

ગુજરાતની પયગમ્બરી વાણુ તો એક ગીતાઃ ઇશુ ખ્રીસ્તનું બાઇબલ કે બુદ્ધ ભગવાનનું ધમ્મપદ, એવી તો ગુજરાતના દ્વારિકાધીશે કુરુક્ષેત્રમાં ગાયેલી એક ગીતા.

પણ આણુની કાદંબરી, ગોઈથેની વિલ્હેમ મિન્સ્ટર, હ્યૂગોનું લે મિઝરેબલ, સરવેન્ટિસની ડોન કિવઝોટ, ટોલસ્ટોયની એના કરીનીના, બંકિમની આનન્દમઠ, હોથોર્નની સ્કાર્લેટ લેટર, સ્કોટની ઓલ્ડ મોર્ટેલિટિઃ જગતની મહા પ્રજાઓની એ અમર કાદંબરીઓની સમોવડ તો આપણી ગુર્જર મહાપ્રજાની કાદંબરી સરસ્વતીચન્દ્ર.

જગતની કાદંબરીઓમાં સરસ્વતીચન્દ્રનું એ સ્થાન છે; જગતસાક્ષરોમાં સરસ્વતીચન્દ્રના કર્તાનું યે એ સ્થાન છે.

ગુજરાત ! ન ઓળખ્યાં હોય તો ઓળખજે કે સરસ્વતીચન્દ્ર ત્હારી જગતકાદંબરી છે, ગોવર્ધનરામભાઇ ત્હારા જગતસાક્ષર છે.

---

# મહાકવિ પ્રેમાનન્દ

(પ્રેમાનંદજયન્તી, સાહિત્યસભા, વડોદરા;
નવરાત્રીની નોમ, ઇસ્વી ૧૯૨૩)

વડોદરાનાં સાહિત્યરસિક નરનાર !

ધન્ય ભાગ્ય વડોદરા રાજ્યનાં, કે ત્ય્હાં પ્રેમાનન્દ ને દયારામ અવતર્યા. ધન્ય ભાગ્ય વડોદરાવાસીઓનાં, કે એમને સ્વમુખે કાવ્યો સાંભળ્યાં. ધન્ય ભાગ્ય તમ જેવા ત્હેમનાં સન્તાનોનાં, કે પૂર્વજનું ને ત્હમારૂ સાહિત્યઋણ આમ કાંઈક વાળો છો.

આજે વડોદરાના રસરાજવીનો વાર્ષિક મહોત્સવ છે, આજે વડોદરા પોતાના રસદેવનું પર્વ ઉજવે છે. એ રસપૂજાના તમ સમારંભમાં મ્હને ન્હોતર્યો, ને અધ્વર્યુ સ્થાપ્યો, ને આ પૂજાપ્રસંગ આપ્યો, એ માટે આભારી છું. રસપૂજનના આજના સમારંભમાં મ્હારો પૂજાપો યે ધરૂં છું.

પ્રેમાનન્દપારંગત સાક્ષરતાનો મ્હારો દાવો નથી; એ રસદેવના એક પૂજારી તરીકે આવ્યો છું.

મામેરૂં, સુદામાચરિત્ર, નળાખ્યાન, દશમ–ભાષાન્તરનો ભાગ, ઓખાહરણ એમને પ્રેમાનન્દનાં ને ગુજરાતના સર્વશ્રેષ્ઠ લાખા પ્રાચીન કાવ્યો માનું છું. એ કાવ્યો હોંશથી ભણ્યાં છે, ઉમંગથી એમના જાહેર વાચન આપ્યાં છેઃ ભાવનગરમાં, અમદાવાદમા, મુંબાઇમા.

વડોદરે બે પ્રેમાનન્દયાત્રાઓ કીધી છે; એક લલિતજીની સંગાથે. એમણે પ્રેમાનન્દની ખડકીના મ્હને દર્શન કરાવ્યાં હતા, વડોદરા સાહિત્યસભાની પ્રેમાનન્દજયન્તીની પ્રવૃત્તિઓ વર્ણવી હતી.

બીજી વધારે અંગત ને દીર્ઘ સમય પહેલાંની છે. બહુચરાજીનુ મન્દિર ને કામનાથ મહાદેવનુ દેવાલય–પ્રેમાનન્દના પ્રિય દેવસ્થાનો, અને જ્હાં ત્હેમને સિદ્ધ મળ્યા હતા, ત્હેમના દર્શને ગયો હતો. કામનાથની એ યાત્રા ન ભૂલાય ત્હેવી હતી. શેઢીની બ્હેન સરિખડી ઊંડી સાકડી વંકવેળામણી વિશ્વામિત્રીની ઉંચી ભેખડ, સમીપમાં તુલસીક્યારાઓનાં ઝુંડ, ને કામાટી બાગને સ્હામે કાંઠેથી આવતા સિંહનાદઃ દર્શન ભવ્ય હતું.

એ મન્દિરમાં પ્રેમાનન્દકાવ્યનો કેટલોક પાઠ કીધો હતો.

ત્હમે પ્રેમાનન્દનાં હમવતની છો; આજની રસપૂજામાં ત્હમારા જેટલો મ્હારો હક ન હોય. છતા મ્હારી ફરજ વિશેષ સ્હમજું છું, કારણ કે હું પ્રેમાનન્દનો મહાઋણિ છું.

## પ્રેમાનન્દનો દેશકાળ

ગુજરાતી સાહિત્યમાં એ સામળ–પ્રેમાનન્દનો યુગ હતોઃ ભારતમાં યે એ મહાપુરુષોનો યુગ હતો. ઔરંગઝેબના છેલ્લા દિવસોમાં મુગલાઈ ઉથલી પડતી હતી; હિન્દુપત સ્થાપવા શિવાજી મહારાજ મથી રહ્યા હતા.

પ્રેમાનન્દનાં જન્મમરણની તિથિઓ ઉપલબ્ધ નથી. આજ જયન્તી ઉજવવાને યે કો કાવ્યની તિથિ લેવી પડી છે. દેશકાળ માટે યે એ જ તિથિઓ.

કો નવઇતિહાસશાસ્ત્રી હો ને માનતા હો કે તારીખો વિના ઇતિહાસ ભણાવાય, તો મ્હને ક્ષમા કરશો. મ્હને તારીખોનો શોખ છે. ન્હાનપણથી ગોખતો ને ગોખાવતો આવ્યો છું; જો કે ઘણી ભૂલું યે છું.

ઇતિહાસ શીખવવાનું એક અવળું સૂત્ર જાગ્યું છે કે તારીખો ન ગોખો. એ ખોટું સૂત્ર છે. તારીખો વિનાનો ઇતિહાસ એટલે Mile stones–માઈલ સૂચક માર્ગસ્તંભો વિનાનો રાજમાર્ગ. તુલનાત્મક ઇતિહાસનો અભ્યાસ–Comparative history અને Advanced comparative studies ને માટે તારીખો indispensable છે

સાલવારી માત્ર ન ગોખતા. પણ સાલવારી ન જ ગોખાવનારા ઇતિહાસશિક્ષકો સાચ્ચા નથી. એમનું શિક્ષણ-શાસ્ત્ર અપૂર્ણ છે.

પ્રેમાનન્દની જીવનકથામાં નીચેની તારીખો ઇતિહાસસિદ્ધ;

સં. ૧૭૩૮, ઈ. સ. ૧૬૮૨માં સુદામાચરિત્ર રચ્યુ.
સં. ૧૭૩૯, „ ૧૬૮૩માં મામેરૂં રચ્યું, આસો શુદ ૯.

સં. ૧૭૪૨, ઇ. સ. ૧૬૮૬માં નળાખ્યાન રચ્યું.

દશમ તો સદાનો અધૂરો મૂક્યો; તે સુન્દરે સંવત સત્તર છન્નુવામાં પૂરો કર્યો.

કાંઇ આધાર નથી, પણ સુદામાચરિત્ર મામેરૂં નળાખ્યાન લખતી વખતે કવિની મધ્યાવસ્થા હશે; એટલે વય પાંત્રીશેકનુ.

૪૦ નું વય અનુમાનિયે, તો સં. ૧૭૦૦, ઈ. સ. ૧૬૪૪ ની આસપાસ જન્મ. સં. ૧૭૭૦, ઈ. સ. ૧૭૧૪ ની આસપાસ મૃત્યુ. અનુમાને ૭૦ વર્ષનું આયુષ્ય. કોઈ ૯૯ નું ભાખે છે.

શિવાજી મહારાજ ને શાહાનશાહ ને ઔરંગઝેબના પ્રેમાનન્દ સમકાલીન હતા.

સરકારી વાંચનમાળાના પાઠમાં લખ્યું છે કે 'પ્રેમાનન્દનો સ્વર્ગવાસ સં. ૧૭૯૦ માં થયો કહેવાય છે;' ઈ. સ. ૧૭૩૪ માં. 'આ હિસાબે તે લગભગ સો વર્ષ જીવ્યા.' સંભવિત છે. આજના આપણા અલ્પઆયુષ્યો કદાચ ન યે માને.

૧૬૮૩ માં ૬૫ વર્ષની વયે દક્ષિણ જીતવા ઔરંગશાહે દીલ્હી છોડ્યું.

ઔરંગશાહનો જન્મ ઇ. સ. ૧૬૧૮ માં દોહદમાં. મૃત્યુ; ઈ. સ. ૧૭૦૭ માં, અહમદનગરમાં, ૮૯ ની વયે.

શિવાજી મહારાજનો જન્મ ઇ. સ. ૧૬૨૭ માં; મૃત્યુ ઈ. સ. ૧૬૮૦ માં, ૫૩ ની વયે.

દીર્ઘાયુષી મહાપુરુષોનો એ યુગ હતો.

રાજસ્થાનમાં જોધાણનાથ જસવન્તસિંહ, ને વીરપુત્ર દુરંગદાસજી હતા.

ઉદયપુરમાં રાણા રાજસિંહ, ને રૂપનગઢની રાજકુમારી વીરમતી હતાં.

જયપુરમાં મહારાજા જયસિંહ, પંજાબમાં ગુરુ ગોવિન્દસિંહ, દક્ષિણમાં શિવાજી મહારાજ, તેમનું શૂરમંડળ, ને કવિ ભૂખણ હતા.

કદાચ ઔરંગઝેબની ગુજરાતની સૂબાગિરિ ન્હાનપણમાં કવિએ જોઈ હોય. ૧૬૬૪ ની ને ૧૬૭૦ ની સૂરતની બે લૂંટોમાંથી એકાદ દીઠી યે હોય.

સૂરત એટલે મુગલાઇનું મુંબઈ અને મક્કાદ્વાર. સૂરતને લૂંટવું એટલે ગુજરાતને લૂંટવુ એમ શિવાજી મહારાજને મન ન હતું. શિવાજી મહારાજે ગુજરાતમાંની મુગલાઈને લૂંટી હતી.

સૂરતની લૂંટોથી કંટાળી ૧૬૮૩ માં ઇંગ્રેજ કંપનીએ સૂરત ખાલી કર્યું, ને મથક મુંબાઇમાં માંડયું. ૧૬૮૭ માં કંપનીએ પોતાના રૂપીઆ પાડયા.

૧૬૮૩ માં ૬૫ વર્ષની વયે ઔરંગશાહ દક્ષિણ જીતવા નીસર્યો; દિલ્હીને બાદશાહસૂની કીધી. ૨૪ વર્ષની શેષ જીંદગીમાં કે મૃત્યુ પછી યે પાછી દિલ્હી ઔરંગશાહે દીઠી નથી, દક્ષિણમાં જ દફ્નાયા.

૮૦ વર્ષના વૃદ્ધ બાદશાહને સેનાધિપતિત્વ કરતાં પ્રેમાનન્દે દીઠા યે હોય.

૧૬૮૮ માં બીજા જેમ્સને ઇંગ્લાંડે પદભ્રષ્ટ કીધો, ત્રીજા વિલિયમને પરદેશથી ન્હોતરી સિંહાસને સ્થાપ્યો. Bloodless Revolution, Bill of Rights વિ. વિ. ઇંગ્લાંડમાં ત્ય્હારે પ્રેમાનન્દયુગમાં બનતું હતું.

હિન્દના ઇતિહાસમાનો મહાપ્રસંગોનો તે યુગ હતો. મુગલાઈ પડુ પડુ થતી ડોલતી હતી, શિવાજી ને શિવરાજનો સંઘ સિહાદ્રિમાળામાથી ગાજતો. મહાભારત પ્રસંગો બનતા હતા; મહારથીઓ ઘૂમતા હતા; મહારાજનીતિના ઇતિહાસની શેતરંજ ખેલતા હતા.

ગુજરાતમા સૂબાની સેનાઓ ઘૂમાઘૂમ કરતી, ને છમકલા થતાં.

પ્રેમાનન્દનો જન્મ વડોદરામા થયો હતો; પણ

વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ,
ઉદર નિમિત્તે સૂરત સેવ્યુ ને ગામ નંદરબાર.

એ ત્રણ શહેરોમાં પ્રેમાનન્દ રહ્યા હતા.

ગુજરાત ખાનદેશ મહારાષ્ટ્રના તરભેટાને સીમાડે નંદરબાર છે. સૂરતથી બરહાનપુર; તાપીને તીરે બરહાનપુરમા દક્ષિણમાની મુગલાઈની રાજધાની હતી. ત્ય્હાં સુલતાન પરવીઝનાં સર ટોમસ રોને દર્શન થયેલા ગુજરાતના સુલતાનોને નંદરબારના રાજાઓ સાથે વારંવાર યુદ્ધ થતાં.

ને વડોદરા? વડોદરાવાસીઓને વડોદરાનુ ભૂગોળમાંનો સ્થાનમહિમા સ્હમજાવવાનો મ્હારે હોય?

વડોદરા એટલે ગાયકવાડ મહારાજની રાજધાની ને પ્રેમાનન્દનુ વતન ત્હેમા યે ઐતિહાસિક ક્રમ જ સાચ્ચો, પ્રેમાનન્દનુ વતન પહેલુ

ઉપરાંત વડોદરાની Stratagic position નિત્યપરિચયથી ભૂલાયેલી છે

ગુજરાતની ચતુર્દિશા નિહાળો પશ્ચિમે સાગરની પાળ, દક્ષિણે તાપી નર્મદા ને મહીના જળકોટ, ઉત્તરે રણ ને પર્વતમાળાઓ, જોધપુર ઉદયપુર ડુંગરપુર વાસવાડાની ઢાલો

પૂર્વ દિશા એક જ વણરક્ષી છે ને ત્હા ગુજરાતની દુર્ગમાળા છે અન્દરવાસે-ભીતરમા વાત્રક કાંઠાના મહમ્મદ બેગડાના બાર ન્હાના કિલ્લાઓ ઉભા છે, બહાર આલોદ દોહદ ચાપાનેર ડભોઈના કિલ્લાઓ ચોધરાજે સમા ખડા છે

ગુજરાતમાથી માળવાનો માર્ગ આલોદ, દોહદ થઈને છે.

ગુજરાતમાથી દક્ષિણમા જવાના બે ઘાટ છે, એક રાજપીપળાના ડુંગરોમા થઈને બરહાનપુર, અને બીજો વાસદાને માર્ગે, ડાંગ વીંધીને, બાગલાણમા થઈને, નાસિક-ત્ર્યબકનો ઘાટ

દક્ષિણમા જવાના એ બન્ને ઘાટના માર્ગમા વડોદરા આવેલુ છે

વડોદરેથી ભરૂચે જવાતુ, સૂરતે જવાતું.

ગુજરાત ને દક્ષિણના ધોરી માર્ગમા વડોદરા છે અકબરશાહ ને ત્હેની યે પહેલાના સમયથી વડોદરાના Stratagic મૂલ છે અકબરશાહ શાહજહાન ઔરંગઝેબના

રાજમાર્ગમાં વડોદરા. છેલ્લા બે બાદશાહોનાં જીવન ગુજરાતમાં ઘડાયા. મુગલ સૂબાનાં સૈન્ય અમદાવાદથી વડોદરે થઈને દક્ષિણમાં જતાંઆવતાં.

ડભોઈ ખરૂ, પણ ચાંપાનેર પડતાં વડોદરાનું મૂલ્ય વધ્યું.

પેશ્વાઈમાં ગાયકવાડ સરકારે તો ત્હેને રાજધાની કીધી. અકબરશાહના સમયમાં વડોદરા સરકાર–જીલ્લો હતો. ૯૦૦ ઘોડેસ્વાર ને ૫૮૦૦ પાયદળ એનું લશ્કર હતું.

ખંભાત ચાંપાનેર ડભોઈ ભરૂચની વચ્ચે વડોદરા. નર્મદા મહી ખંભાતના આખાતની મધ્યમાં: ચરોતર ને કાનમને સીમાડે વડોદરા બેઠું છે.

મહીનાં કોતરોમાં, ઝાલોદચાંપાનેરનાં વનમાં, રાજપીપળાની ગિરિકન્દરાઓમાં બાદશાહ હાથીને શિકારગાહે જતા. એ હાથીઓનાં ઝુંડો ગુજરાતમાંથી ક્ય્હાં ગયાં? ક્ય્હારે જતાં રહ્યાં? હાથી જેવાં માનવી યે ગયાં કે છે?

પ્રેમાનન્દે વારંવાર વર્ણવેલું 'વીરક્ષેત્ર વડોદરૂ' ત્હારે વીરક્ષેત્ર જ હતું. આવા યુગમાં ને આવાં નગરોમાં પ્રેમાનન્દનો વાસ હતો.

## પ્રેમાનન્દની જીવનકથા

પ્રેમાનન્દની જીવનકથાના થોડાક પ્રસંગો જણાયા છે, ને તે સર્વવિદિત છે.

પ્રેમાનન્દના પિતા હતા કૃષ્ણરામ, ને ગુરૂ હતા રામશરણ, પાટણ તરફના એક નાગર.

જ્ઞાતે ચોવીસા બ્રાહ્મણ. ગુરૂની સંગાથે દેશાટણ કીધેલું.

માતાપિતા ન્હાનપણમા ગુજર્યે માશીને ત્ય્હાં ઉછર્યાં હતા.

દલપતરામની પેઠે પ્રથમ કવિતા વ્રજ ભાષામાં લખતા. પછી ગુરૂબોધથી ગુજરાતીમાં કરવા માડી.

નંદરબારના રાજાનો કે રાજકુમારનો કાંઇક આશ્રય હતો.

કામનાથ મહાદેવમા કે બહુચરાજીના મન્દિરમાં કે એટલામા આસપાસ સિદ્ધ ગુરૂજીનો મેળાપ ને ગુરૂસેવા થયાં હતા.

વડોદરામા જન્મ; અને ઉદર નિમિત્તે સૂરત સેવ્યુ, ને ગામ નંદરબાર.

પ્રેમાનન્દની ખડકી આજે યે વડોદરામા છે.

દાણલીલા, વિવેક વણઝારો, શામળશાહનો વિવાહ, ભ્રમરપચ્ચીસી, હુંડી, શ્રાદ્ધ, સ્વર્ગની નીસરણીઃ એ પ્રેમાનન્દના ગુજરાતપ્રખ્યાત ન્હાનાં કાવ્યો છે.

મામેરૂં, સુદામા, ઓખાહરણ, નળાખ્યાન, રણયજ્ઞ, અભિમન્યુઆખ્યાન, દશમઃ એ મ્હોટાં ને ઉત્કૃષ્ટ કાવ્યો છે.

ભાઈ ભાનુસુખરામ સાચ્ચું કહે છે કે 'પ્રેમાનન્દનો દશમ સ્કન્ધ કવિના મહાન ભાષામેધ યજ્ઞની પૂર્ણાહુતિનો ગ્રન્થ હતો.' એ ગ્રન્થ પ્રેમાનન્દે અધૂરો મૂકયો, શિષ્ય સુન્દરે ઈસ્વી ૧૭૪૦માં પૂરો કર્યો.

ઉત્તરાવસ્થામાં પ્રેમાનન્દે 'ધૃતસરિતા ચલાવી રે, પ્રભુએ બાંધી સાકરપાજ;' એમ વલ્લભ કહે છે. તે ઉપરથી છેવટે પૈસેટકે તે સુખી થયા હતા એમ જણાય છે.

પ્રેમાનન્દજીવનકથાના આટલા પ્રધાન પ્રસંગો છે અને એ પ્રેમાનન્દજીવનકથામાંથી પાંચ–છએક વાતો તરી આવે છે.

૧, મુસાફરી ૨, ગુજરાતનું ગૌરવ
૩, પુરાણીઓના ઝગડા; ૪, પ્રેમાનન્દસંપ્રદાય.
પ્રેમાનન્દ–સામળનો ઝગડો.

૫, કવિનો વિનય. ૬. કવિનાં કાવ્યોનો ગુજરાતમાં આદર. એ મુદ્દાઓ જરા–જરા વિચારી જોઇએ.

૧. મુસાફરીઃ देशाटनं पंडितमित्रता च; પ્રેમાનન્દ, દયારામ, અખો, મીરાં યાત્રાળુઓ હતાં. આપણ નવીનોની મુસાફરી કેટલી? ને કેવી?

આજની મુસાફરી રેલ્વેમાં; એટલે જે ગામ જઇયે તે જોઇએ. પન્થના ગામોનો અનુભવ ન થાય. અને કેટલાંક ગામો જઇએ છીએ ને જોઈએ છીએ?

સાક્ષરવર્ગે પઢિયાર એક હતા, તે સારા ગુજરાતે ભમતા.

પંચાસર છેઃ કેટલાક સાક્ષરોએ જોયું છે? મેં જ પાટણ કે દ્વારકા નથી દીઠાં હજી. મહેમદાવાદ મહિનાક ઉપર જોયું. ગુજરાત પણ કેટલા ગુજરાતી સાક્ષરોએ જોયું છે?

ગુજરાત મ્હેં ઘણું જોયું છે, પણ ઘણું હજી નથી જોયું.

## ૨. પ્રેમાનંદનું ગુજરાતનું ગૌરવ.

ગાંધીપન્થી ગુજરાતનાં એક 'દેવી' છે. એમણે એક વેળા મ્હને કહ્યું કે 'હું ગુજરાતી પુસ્તકો ખરીદતી નથી, પણ આ વખતે ત્હમારાં પુસ્તકો લાવી છું.' મ્હેં કહ્યું,

ઉપકાર. સ્વદેશીનું કામ ગુજરાતમાં કરવું છે, ને 'હુન્નર-ખાનની ચ્હડાઈ' ની વાત કરી ત્યહારે જાણ્યું કે એ નામનું કાવ્ય આપણા સાહિત્યે હસ્તીમા છે.

ગુજરાતી ભાષાના જ્ઞાનનો ને ગૌરવનો ગાધીપન્થનો એ એક નમૂનો

ગાધીસંપ્રદાયમા ગુજરાતે ઘણાંખરાં એવા 'દેવ' ને એવી 'દેવીઓ' છે. કેટલાંક તો ગુજરાતી સાહિત્યના અજ્ઞાનમા ગૌરવ માને

૩. **સામળ–પ્રેમાનન્દનો ઝગડો** જૂના યુગમાં રચાયો હતો, ને નવા યુગમા ગવાયો હતો.

૪. **પ્રેમાનન્દને પુરાણીઓની હારે ઝગડા** થયા હતા. એ તો થવાના જ બુદ્ધ ભગવાને પ્રાકૃતમા ઉપદેશવાનુ આરંભ્યુ ત્યહારથી થાય છે. વૈયાકરણીઓ સદા પોકાર પાડવાના જ, ને કવિઓ, કાલિદાસ ને શેક્ષપીયર વિ. સમર્થો, નિયમો ઉલંઘવાના જ. સિંહના વાડા ન હોય, સિંહ જે માર્ગે વિચરે ત્યહા વાટ પડે એ પરત્વે તો અખાની ને દયારામભાઈ-ની વાણી ગુજરાતે ઝીલેલી છે કે

ભાષાને શું વળગે ભૂર? જે રણમાં જીતે તે શૂર
સંસ્કૃતથી શું આવી ગયું? ને પ્રાકૃતથી શું વણસી ગયું?

આપણે સંસ્કૃતની અવજ્ઞા કરવાની નથી; પણ સંસ્કૃ-તિયાંઓના ડોળ દંભ ને ઘમંડ ડાંભવાના છે. દયારામ-ભાઈ કહે છે

શું જાણે વ્યાકરણી ? વસ્તુને શું જાણે વ્યાકરણી ? 'Formal–રૂપસિદ્ધિનું વ્યાકરણ ને વસ્તુસિદ્ધિનું વ્યાકરણ એ બે નિરનિરાળાં છે. વસ્તુવ્યાકરણકારોનો દેશ અનોખો છે.

૫. **પ્રેમાનન્દનો વિનય** તો સર્વવિદિત છે. આટ-આટલા ભગીરથ પ્રયત્નો ગુજરાતી ભાષાને માટે કર્યા છતાં પાઘડીની બાધા ન મૂકી; કે પોતાને કવિ નથી કહ્યા. સદાના સાદા ભટ પ્રેમાનન્દ રહ્યા.

૬. કવિનાં કાવ્યોને ગુજરાતે ભાવથી વધાવી લીધાં, એ **કાવ્યોની કથાઓ** માંડી. ચૈત્રી શુક્લ પક્ષમાં ઓખાહરણની કથા થાય; વર્ષામાં દશમ સ્કન્ધ, અને સીમન્ત પ્રસંગે મામેરૂં ગવાય. સુદામાચરિત્ર, સુભદ્રાહરણ, નરસિંહ મહેતાની હુંડી, વિવેક વણઝારો, સ્વર્ગની નીસરણીઃ આજે યે ગામોગામ ગવાય છે. નવયુગનાં કોઇ કાવ્યની કથા મંડાઈ હોય તો એક ક. દ. ડા. ના વેનચરિત્રની. એને સુધારાનું પુરાણ કહેતા.

### ૭. પ્રેમાનન્દનો સંપ્રદાય

પ્રેમાનન્દનું વિશાળ ને અદ્વિતીય શિષ્યમંડળ હતું; પુરૂષો તેમ જ સ્ત્રીઓનું. વિચારી જોતાં જૂના કે નવા કોઇ આપણા સાક્ષરનું એવડું શિષ્યમંડળ જાણમાં નથી.

વલ્લભનો સવૈયો છેઃ

છે નવ દાસ, અને ભાઈ ચાર જ,
રત્ન ભલાં દ્વય શિષ્ય કહાવે;
છે ભવ રાશ, અને બઇ બાર જ,

રત્ન મળી ત્રય વિશ્વ વહાવે;
છે વીર પંચ જ, જી ગણિયે ત્રણ,
નંદ ચતુર્થનું નામ સુહાવે;
છે વીર વલ્લભ, શે ભણિયે ગણું!
એક જ પ્રેમનું નામ પુહાવે.

૧૦૦ શિષ્યોનું પ્રેમાનન્દનું મંડળ કહેવાય છે. મંડળમાં પર મુખ્ય વીરો હતા, ને ત્હેમાં ૧૨ ગુજરાતણો હતી.

વીરજી, રત્નેશ્વર, વલ્લભ, સુન્દર, દ્વારકાદાસ પ્રેમાનન્દના પ્રિય શિષ્યો હતા.

વિધવિધ રસનાં કાવ્યો રચવાનું ગુરૂ શિષ્યોને સોંપતા, અનેક કાવ્યો રચાય, વંચાય, ચર્ચાય, ને પ્રચાર કરાવાય.

પણ–પણ એ પ્રેમાનન્દનો સંપ્રદાય હતો, પ્રેમાનન્દની શારદાપીઠ–University ન હતી. છેક ગાંધીસંપ્રદાય સૂધી વિચારી જુવોઃ કોઈ સંપ્રદાયમાં અન્ય કો શિષ્ય ગુરુ જેવો નીવડયો છે? સંપ્રદાય એટલે જ એક ગુરુ, અન્ય ભક્તો. University એટલે A body of learned equals, with respect for one another. સહુ લગભગ સરખા, પોતપોતાના વિષયના સમોવડિયા, પરસ્પર માનવન્તાઓનું મંડળ; એમ હોય એ Brotherhood, fraternity, university. બાકી તો બાપૂશાહી બધે પ્રવર્તે છે.

અકબરનો નવરત્ન દરબાર કે નેપોલિયનના સુભટોનું વીરમંડળ એ આર્થરના રાઉન્ડ ટેબલ જેવાં સમોવડિયાના દરબાર હતા.

નેપોલિયનના માર્શલો હતા; માર્શલ મેસીના, માર્શલ સૂલ્ટ, માર્શલ ને, માર્શલ મૂરાત. એ એક એક લગભગ નેપોલિયન જેવા.

અબુલ ફઝલ, ફૈઝી, બીરબલ, માનસિંહ, ટોડરમલ, ખાનખાનાનઃ એ સહુ અકબરશાહ જેવા બહુશ્રુત, વિશાલ હૃદયના, ઉદારમતવાદીઓ, વીરત્વબન્ધુઓ. એક એક લગભગ અકબરશાહ હતો.

નેપોલિયનની Military fraternity હતી;

અકબરશાહની Statesmanship ની fraternity હતી.

આરથરનું Round Table વીરમંડળ હતું.

એ સહુ જગતનાં મહામંડળો હતાં.

વલ્લભ સંપ્રદાયના અષ્ટ સખા હતા; સ્વામીનારાયણના અષ્ટ કવિઓ હતા. એ સંપ્રદાય અને Round Table ની વચમાંની કોટીનું પ્રેમાનન્દ મંડળ ગણાય.

દુર્ભાગ્યે આપણે ત્ય્હાં સંપ્રદાયોના જ વાડા બંધાયા છે.

પ્રેમાનન્દસંપ્રદાય અદ્ભુત મંડળ હતું; પણ ત્હેમાંથી કોઈ બીજો પ્રેમાનન્દ ન નીવડયો. વલ્લભમાં ફક્કડાઇ છે; વીરજીએ વાર્તાઓ લખી; સહુ શિષ્યોએ સોંપ્યું કામ કીધું. પ્રેમાનન્દનો અપૂરો દશમ સુન્દરે પૂરો કીધો; પણ બાણે જ એક બાણપુત્રને જન્માવ્યો હતો.

પ્રેમાનન્દે University-Brotherhood of Learning સ્થાપી હોત, તો વર્તમાન યુગની યે ગુજરાતી University વડોદરામાં હોત.

ગુજરાતના રાજાધિરાજ મહારાજા ગાયકવાડ છે: રાજાઓ એ મહારાજને ખંડણી ભરે છે; પણ ગુજરાતનો રસરાજવી ને સાહિત્યસમ્રાટ પ્રેમાનન્દ છે.

વડોદરાવાસીઓ! ગુજરાતની Political રાજધાની તેમ જ ગુજરાતની Literary રાજધાની વડોદરા થવું જોઇતું હતું તે કેમ ન થયું એ વિચારશો?

કેવા કેવા મ્હોમા આવેલા દર્હીંથરા કાળબળ પડાવી જાય છે!

ગાયકવાડ મહારાજના કેટકેટલા યે અભિલાષ, દત્ત કે રાનડે જેવા મન્ત્રીશ્વરોના દીર્ઘ અભાવે, વણમ્હોર્યા જ ખરી પડયા છે, ને ખરી પડે છે?

ગાયકવાડ મહારાજની ભૂલો હશે, અધૂરાપણું હશે, પરંતુ ભૂલકણું ગુજરાત આજથી ભૂલે છે એ મહારાજને

ગુજરાતીઓ! સયાજીરાવ મહારાજને ભૂલો નહી, અન્યાય ન કરો, એ મહારાજે થોડું નથી કર્યું ઘડાતો ઇતિહાસ વાચો, વીસારો મા. દુ:ખીના અત્યારે દુ:ખભાગી થાવ.

વડોદરા ને ગુજરાતના કવિમંડલમાં પ્રેમાનન્દનુ જે પદ છે, આ સંક્રાન્તિયુગના રાજવીમંડળમા મહારાજ સયાજીરાવ ગાયકવાડનું ગુજરાતે આજે એ પદ હોવું જોઇતું હતું.

પ્રેમાનન્દના ગ્રન્થો પ્રેમાનન્દના કીર્તિસ્થલો છે; આજનું વડોદરા અને વડોદરા રાજ્ય મહારાજ સયાજીરાવ ગાયકવાડના કીર્તિસ્થંલો છે.

એક સુલભ સૂચના પ્રેમાનન્દસ્મારકને માટે કરૂં ? વડોદરાની કૉલેજ માત્ર બરોડા કૉલેજ આજ સૂધી કેમ કહેવાય છે ? ત્હેને બદલે રાજ્ય તરફથી Premanand Arts College, Baroda નામ રાખવામાં આવે તો યથાયોગ્ય ન થાય ? વડોદરા સાહિત્યસભાને એ બાબતમાં પ્રયાસ કરવા મારી વિનતિ છે.

પ્રેમાનન્દ વિદ્યાપીઠ તો થાય ત્હારે ખરી.

## પ્રેમાનન્દની કવિતા

૧. કેટલાંક વર્ષો ઉપર ભાઈ ભાનુસુખરામે રાજકોટમાં પ્રેમાનન્દની રસચુંટણી કરી, ને પુસ્તકનું નામ આપ્યુ હતું 'પ્રેમાનન્દની પ્રસાદી' A happier name could not have been selected: વધારે યોગ્ય નામ ન આપી શકાય. પ્રેમાનન્દની કવિતાનો પ્રધાન ગુણ જ એઃ પ્રસાદ.

છેક નવી કવિતાનો પ્રધાન અવગુણ એઃ પ્રસાદનો અભાવ. નરસિંહ, મીરાં, પ્રેમાનન્દ, દયારામઃ એમનાં નબળા કાવ્યો નથી એમ નથી. પણ ઘણાંમાં અને ઉત્તમમાં પ્રસાદ છેઃ રત્નાના મહિના પ્રસાદવાળા છે.

કવિતાની જાણે નવી theory હોય એમ કેટલાક સ્હમજાવે છે, ને ચિત્તક્ષોભને કાવ્યમૂળ ભાખે છે. એ પૃથક્કરણ અધૂરૂં છે.

ઉત્તમોત્તમ કવિતા વર્ષાનાં જળ જેવી કાદવરંગીલી નથી હોતી; શરદનાં જળ જેવી ભરી ભરી નીતરેલી ને મણિનિર્મળ, પારદર્શક ને મધુરી, કમળ ફૂલથી સોહાતી,

હોય છે. ફ્રેન્ચ રેવોલ્યૂશન જેવા ધરતીકમ્પ કે જવાળામુખીઓમાંથી ઉત્તમ કવિતા નથી નિર્ઝરતીઃ બુદ્ધની ને ખ્રીસ્તની ચિત્તપ્રસન્નતામાંથી જગતન્હવરાવતી જાહ્નવીઓ પ્રગટે છે.

ઘણા યે ગડગડિયા કાઠિયાવાડ–ગુજરાતમાં વર્ષામાં જન્મે છે ને વર્ષા ઉતર્યે સૂકાઇ જાય છે. જે જળ ગિરિહૃદયમાં ઊંડાં ઉતરે, ત્હેમાંથી અખંડપ્રવાહી અમૃતઝરણું નિર્ઝરે.

પણ એ ચિત્તક્ષોભની theory વાળાને તો છેક ઈ. સ. ૧૮૮૭ સૂધીની બધી ગુજરાતી કવિતા ખારો સાગર જ, લાગી છે. 'ગુજરાતી કવિતાના ખારા સાગરમાં એક મીઠી; વીરડી માત્ર કુસુમમાળા ' એમ રા. બ. રમણભાઇ એમના **કવિતા ને સાહિત્યમાં** બોલ્યા છે.

ઇતિહાસનાં, ગુજરાતી સાહિત્યના અભ્યાસનાં, ગુજરાતી કવિતાનાં ભાગ્ય કે એવાં તિલક એમને લલાટે ચ્હડવાયાં છે !

## ૨ કાવ્યપ્રસંગો

પ્રેમાનન્દના ઘણાખરા કાવ્યપ્રસંગો પુરાણોમાંથી લીધેલા છે; થોડાક નરસિંહ મહેતાના જીવનમાંથી લીધેલા છે.

ઓખાહરણ, સુભદ્રાહરણ, ને નળાખ્યાનની કાવ્ય કથાઓ ઉપરથી વિચારીએ તો પ્રેમાનન્દ પ્રેમલક્ષણા સંપ્રદાયી હતા.

નવીને કોઇએ બીજા ગુજરાતી સાક્ષરના જીવનપ્રસંગ કાવ્યમાં ગાયા છે ? શિવાય કે ઉપહાસવાને માટે ? પદ્યમાં સરજતરાયની સુષુપ્તિમાં, ને ગદ્યમાં ભદ્રંભદ્રમાં ?

પરસ્પર વિવેકદષ્ટિ, સુજનતાનાં આચરણઉચ્ચારણ કેટકેટલાં છે આજની Fraternity of Learning માં?

૩. પ્રેમાનન્દનાં નાટકોના ચર્ચાત્મક પ્રશ્નમાં હું નહી ઉતરૂ. કારણ ટૂંકું છે, અંગત અજ્ઞાનનુ. મ્હેં તે વાચ્યાં નથી.

એક વેળા એ પ્રશ્નને criterion of સાક્ષરતા કેટલાક માનતા. હુ એવી સાક્ષરતાનો દાવો કરતો નથી.

મિ. નરસિંહરાવના જેવા જોવુ હોય તે જ જોનાર, ને ન જોવું હોય તે ન જ જોનારની સાથે ચર્ચામાં ન ઉતરવાની રા. બ. હરગોવિન્દદાસભાઇની વૃત્તિ સ્હમજાય એવી છે. મિ. નરસિંહરાવ સત્યશોધન માટે ચર્ચા નથી કરતા, પોતાનો કક્કો ખરો કરવાને જ જાણે ચર્ચા માડે છે. (મિ નરસિંહરાવને ન્યાય ખાતર એટલુ ઉમેરવું જોઇએ કે ઘણીખરી સાક્ષરી ને બીજી ચર્ચાઓ આજકાલ એવી હોય છે.) એવી ચર્ચાઓમાં મિ. નરસિહરાવે લાંબો જીવનભાગ ન વેડફ્યો હોત તો કદાચ કાવ્યકલા વધારે ખિલાવી હોત હરગોવિન્દદાસભાઇને એ વિનતિ તો છે કે પોતાને જે કાંઈ કહેવું હોય તે ચર્ચાત્મક રીતે નહી પણ constructively પ્રજા સન્મુખ મૂકી દેવું. મ્હારો તો અનુભવ છે કે ચર્ચાજીવો તો એ લખ્યુંછાપ્યું થોડું જ વાંચિવિચારે છે; પણ કો મત્યશોધકોને માર્ગદર્શક થાય. ઇંગ્લાંડમાં શેક્સપિઅર-બેકનની ચર્ચા ચાલી હતી. શેક્સપિઅરનાં નાટકો બેકને લખ્યાં હતા એમ કેટલાક કહેતા

૪. પ્રેમાનન્દની કવિતાનો ત્રીજો ગુણ એ ગુજરાતીપણું છે.

પ્રેમાનન્દના પાત્રો, એની વાર્તાઓનુ વાતાવરણ, એનાં પૌરાણિક પાત્રો, એના રસદેશનાં હવાપાણી, એની ભાવ-માળા ને વિચારપ્રણાલિકા, એનો કાવ્યપ્રવાહ સહુ ગુજરાતી.

Premanand is the most typical Gujarati of the Gujaratis.

એના કાવ્યોમા ગુજરાત, ગુજરાતીઓ, ને ગુજરાતણો ઉભરાય છે

નવીનોએ કંઇક એ શિખવાનુ છે. નવયુગમા સસ્કૃત હશે, ઇંગ્રેજી હશે, ફારસી હશે, બધાનો સંભાર હશે, પણ ગુજરાતીપણુ કેટલુક? દલપત, નર્મદ ને ગોવર્ધનરામની બહાર ઘણું ઓછું ગોવર્ધનભાઈમા યે ઓછુ.

'સાહિત્ય' માસિકનો વારવારનો પોકાર કે 'તળપદા થાઓ, તળપદા થાઓ,' એમા એટલો ભત્યાશ છે કે પરદેશી મટી ગુજરાતી થાવ

પ્રેમાનન્દના ગુણો ગુજરાતી હતા, પ્રેમાનન્દની ભૂલો યે ગુજરાતી હતી

જાણે હરિભક્તિવાળા વડોદરાના કો નગરશેઠ, શેઠાણી સંગાથે, પધાર્યા હોય ને !

He is the most Gujarati of Gujarati Poets, modern or ancient.

પ્રેમાનન્દનો એ ગુણ તે જ પ્રેમાનન્દની ગુણસીમા પણ છે, એ આગળ વિચારીશું.

૫. પ્રેમાનન્દની કવિતાનો ચોથો ગુણ છે ત્હેના Pathos, ભાવ ને રસની સચોટ જમાવટ. શૃંગાર હોય કે હાસ્ય હોય કે કરુણ હોય, ત્હો પણ રસ ઉછાળા મારે છે. જૂઓ

દશમમાંનો કાલિંદીતીરનો યશોદાનો વિલાપ; મ્હારૂં માણેકડું રિસાવ્યું રે એ ગીત; અને મથુરામાંથી નન્દજીને વિદાયવાળો પ્રસંગ. નળાખ્યાનમાંથી મોસાળે પધારો રે વિ૦ અને બાહુક બાળકોને તેડે છે તે. સુદામાચરિત્રમાંથી

-હું તુજ પાસે વિદ્યા ભણ્યો, ત્હને સાંભરે રે ?
મ્હને મ્હોટો કર્યો મહારાજ, મ્હને કેમ વીસરે રે ?

તૂટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી નાર,
સઠયાં સરખાં છોકરાં મ્હને મળ્યાં ન બીજી વાર.

મામેરામાંથીઃ ઘડો ફૂટયે જેવી ઠીંકરી, મા વિના ત્હેવી દીકરી. વિ. વિ.

અને પરિણામે મધ્યાહ્નના તાપમાં વૃક્ષની શીતળ છાયાના જેવી, રોવરાવતા કરુણ રસની નહી, પણ આંસુના એકાદ બે બિન્દુ ઝમાવતી, કરૂણની છાયાની અનુપમ જમાવટ જામે છે. પ્રેમાનન્દનું મામેરૂં સાંભળી ભરસભામાં અશ્રુ ટપકતા ભાવનગરના સ્વ. દિવાન વિઠ્ઠલભાઇને દીઠા છે.

૬. પાચમો ગુણ, મર્માળું હાસ્ય,

પ્રેમાનન્દના મર્માળા હાસ્યના બે પ્રકાર છેઃ

એક પ્રકાર છે સુદામાચરિત્રમા, દ્વારિકામા સુદામાજી પધારે છે ત્યહારનો; પાછળ બાળક કાકરા નાખે, ઋષિજી 'હરિ હરિ' મુખથી ભાખે, મદોન્મત્ત યાદવબાળના એ ઉપહાસ અને સુદામાપુરીમા પાછા પધારે છે ત્યહારનો પ્રસંગ, સ્ત્રીમડળ ઘેરી વળે છે તે

'સાહેલી એક સહસ્ર લેઈ સતી ચાની પતિને તેડવા,
જળઝારી ભરીને નારી જાયે જાણે હસ્તિણી કળશ દેડવા.

બાહુકનો રથ, મ્હેતાની વ્હેલ, ડોશીનો ડાટ એવાં એવાં એ પ્રકારના દૃષ્ટાન્તો છે.

પ્રેમાનન્દના મર્માળા હાસ્યનો બીજો એથી યે ઉચ્ચ પ્રકાર છે, Irony of Speech–મર્માળાં કટાક્ષમાં ઉચ્ચારેલાં પરમ સત્યોનો

સુદામાચરિત્રમા, જાદવ સી તાળી દેઈ હસે,

ધન્ય નગર આવો નર વસે
કીધાં હશે વ્રત તપ અપાર,
તે સ્ત્રી પામી હશે આ ભરથાર.

વળી, જૂઓ,

સોગાસફ઼ત હું નથી આવ્યો, મ્હને પરમેશ્વરની આણ.

યૂરોપી રસશાસ્ત્રમાં એ કાવ્યગુણ મહાકવિનું લક્ષણ મનાય છે. પ્રેમાનન્દ ખરેખર મહાકવિ હતા.

૭ પ્રેમાનન્દની કાવ્યભાષા ને ઢાળ.

ક. પ્રેમાનન્દનાં કડવાંને દયારામભાઇએ મીઠાં કીધાં; પણ એ કડવાંમાં યે અજબ મધુરપ હતી; કડવા લીમડાની મીઠી છાંયડીના જેવી.

પ્રસંગને ઉચિત ઢાળ પ્રેમાનન્દના જ. વેનચરિત્રમાં એ ઢાળોનુ અનુકરણ છે, એટલી સફળતા નથી.

ઉંડા અભ્યાસનો એ વિષય છે, રસ ને રસની જમાવટનો.

ખ. પ્રેમાનન્દની કાવ્યભાષા નિત્યબોલાતી તળપદી નથી. ને ચડોતરની કે સૂરતની–એકૂકેયની Provincialism —પ્રાન્તિક ભેદોથી વિમુક્ત છે.

પ્રૌઢ, સંસ્કૃતમય; છતાં સામાન્યતઃ સંસ્કૃતની શિલાઓથી અળગી. ઇંગ્રેજી સરખાવો તો Miltonic નહી, પણ Shaksperian ખરી. વર્ડ્ઝવર્થ theoryની નહી, કે ટેનીસનના આર્ષ પ્રયોગવન્તી યે નહી. ગૌરવશાળી, મહિમાવન્તી; ભાષાનો મરોડ–Idiom ગુજરાતી, નવયુગમાં એની નજીકમાં નજીક નવલરામભાઈની ભાષા. સંસ્કૃતના ઉત્પલો વિનાની; Cultured, dignified, elevated, છતાં સામાન્યતઃ ભારે–'સાક્ષરી' નહો. વનરાજ ચાવડાની યે નહી, કરણઘેલાની યે નહો; તેમ મનઃસુખરામભાઇના અસ્તોદયની પણ પ્રેમાનન્દી ભાષા નહી.

છતાં સર્વ કવિવરોનાં ઉત્તમ કાવ્યોમાં હોય છે એવો પ્રેમાનન્દનો 'અખંડ પ્રવાહ વહેતો.

ખેડાના ભાવસાર રત્નાની બારમાસીમાં એ ભાષા ઝળહળે છે. પ્રીતમની જ્ઞાનબારમાસીમાં એ ભાષા ઝબકે છે.

મીઠા ઢાઢીના ઢીલશિયા 'હરિ વેણુ વાય છે રે હો વનમાં:' એમાં એ ભાષા છે.

તેજસ્વી, ભર્યા અવયવોની, હલેતી, જાણે Typical ગુજરાતણ સુન્દરી: એવી પ્રેમાનન્દની ભાષા છે.

## પ્રેમાનન્દ સામળનો ઝઘડો, ને ઉપસંહાર

જૂના કે નવા યુગના આપણા કવિસંઘ મધ્યે મહાકવિ પ્રેમાનન્દ સર્વોપરિ કવિરત્ન, એનો હજી યે અધિકો સાક્ષીપૂરાવો જોઇશે?

દલપતરામનો અભિપ્રાય નિરાળો હતો એ હું ભૂલી જતો નથી. પ્રેમાનન્દ–સામળનો ઝઘડો જૂના ને નવા સાહિત્યયુગોમાં–બંનેમા ચચેલો. પ્રેમાનન્દ, સામળ ને દલપતરામ: ત્રણેયને સ્હમજવા અને ન્યાય આપવા, તેમ જ કાવ્યશાસ્ત્રનું એક મહાસૂત્ર શીખવા જગ એ વાત વિચારિયે.

ગુજરાતી વૈશ્યોના બે પ્રધાન વિભાગ છે, વૈષ્ણવો ને જૈનો. પારસી મેમણ વોરા ખોજાને તો આપણે વિસારિયે છિયે, એમને સાહિત્યદેશમા જાણે ગુજરાતી ગણતા જ નથી; પણ જૈનોને યે આપણે સાહિત્યવિચારણામાં સામાન્યત: વિસારિયે છિયે.

નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનન્દ, દયારામ: એ આપણા કવિરત્નો જૈનોમા પરિચિત નથી. આનન્દઘન, ચિદાનન્દ, વીરવિજય, ઉદયરત્ન, કુમુદચન્દ્ર: એ જૈન કવિવરો આપણા વૈષ્ણવોને પરિચિત નથી.

વઢવાણ એટલે વર્ધમાનપુરી, એટલે ભગવાન મહાવીર સ્વામીનામનું ગામ; જૈન મથક. ત્હાં જન્મેલા ને ઉછરેલા

દલપતરામે જે જોયું, જાણ્યું, અનુભવ્યું હતું તે ભાખ્યું. નરસિંહ મીરાં અખો પ્રેમાનન્દ દયારામ વઢવાણમાં વંચાતાં નહીં; કારણ કે એમનાં ઘણાં ખરાં કાવ્યવસ્તુઓ વૈષ્ણવ પ્રધાન છે. સામળ ત્હાં વંચાતો, ને સામળનું ત્હાં સામ્રાજ્ય હતું. સામળસંપ્રદાયી હીરાદન્તી ને કમલોચનીની વાતોઓ ન્હાનપણમાં રચીને દલપતરામે પણ કવિજીવન આદરેલું. સ્વામીનારાયણનો સત્સંગ સ્વીકાર્યે સ્ત્રીચાતુરીની એ વાતોઓનો એ Puritan કવિએ પછી નાશ કીધો. જૈન કવિઓ વૈષ્ણવને, ને વૈષ્ણવ કવિઓ જૈનોને અપરિચિત છે. ગુજરાતી સંસારનું એ એક દુઃખદર્શન નહીં તો બીજું શું ? કારણ શું ? કારણ બન્નેયના સાપ્રદાયિક વસ્તુઓ છે તે. પ્રધાનતઃ સારાં કાવ્યો પણ પરસ્પરને પરસંપ્રદાયનાં.

પણ ગુજરાતમાં જ એમ છે એવું નથી; યૂરોપમાં યે એમ જ છે.

મિલ્ટન, ડાન્ટે કે હોમર હ્યોઃ ખ્રીસ્ત ધર્મનાં ધાર્મિક નાટકો કે ધાર્મિક રંગમૂર્તિઓ જૂઓ; સહુને એ સરખાં આદરણીય નથી. સંપ્રદાયભેદે ત્હાં યે સાહિત્યભેદ છે.

દલપતરામે દીઠું ને અનુભવ્યું, તે ભાખ્યુંઃ કે પ્રેમાનન્દ સર્વઆદરણીય નથી, સામલ ગુજરાતમાં વધારે સર્વાદરણીય છેઃ જૈનો તેમ જ વૈષ્ણવોમાં.

દલપતરામના એ જીવનસંસ્કાર હતા, ને સંસ્કારજન્ય એ અભિપ્રાય હતો. એ સંસારશાસ્ત્રીએ અનુભવેલું ગુજરાતી સંસારનું એક એ સાચું પણ શોચનીય સંસારદર્શન છે.

કેટલા સાહિત્યમીમાંસકો આપણા સાહિત્ય ને સંસારની

એ હકીકત જાણે છે? ને જાણતા હોય તો મીમાંસા વિસ્તારતાં ઉચ્ચારે છે?

દલપતરામનુ પોતાનું યે એવું જ થયુ છે. દલપતરામના જ સામ્પ્રદાયિક બે મહાગ્રન્થો છે. સંપ્રદાય બ્હાર નામે કેટલાએ સાંભળ્યા છે? દલપતરામનો હિન્દી પુરૂષોત્તમપ્રકાશ આજથી ૪૦ વર્ષ ઉપર લખાયો હતો, ગુજરાતી હરિલીલામૃત ત્રીશેક વર્ષો ઉપર રચાયો હતો. સ્વામીનારાયણના મન્દિરોમાં કંઇ વર્ષોથી એ ગ્રન્થોની કથાઓ થાય છે. સંપ્રદાયીઓને પૂછશો તો કહેશે કે એ જ દલપતરામના સર્વોત્તમ ગ્રન્થો. દલપતરામની વિરૂદ્ધના કે તરફેણના કેટકેટલા ટીકાખોરોએ એ ગ્રન્થો વાંચ્યા છે? કારણ સ્પષ્ટ છે, એ સામ્પ્રદાયિક ગ્રન્થો છે.

સામળની વણસપ્રદાયી વાર્તાઓ સર્વસત્કારણીય હતી; પ્રેમાનન્દના સાંપ્રદાયિક વસ્તુપ્રધાન કાવ્યો સર્વસત્કારણીય ન હતાં. દલપતરામે એ દીઠું હતું, ને દીઠું હતું તે ભાખ્યું હતું. દલપતરામને મન તો ગુજરાતી સાહિત્ય સહુ ગુજરાતીઓનુ: વૈષ્ણવોનું તેમ જ જૈનોનુ, પારસીઓનું, ઇસ્લામીઓનું, તેમ જ દેશી ખ્રીસ્તીઓનુ. ખરૂ-ખોટું દલપતરામનુ એ Ideal. પોતાના Ideal પ્રમાણે દલપતરામે કાવ્યરચના કરી, ને પોતે યે સર્વેમાં આદર પામી, ગુજરાતી સાહિત્યને યે સર્વમા આદર પમાડી, પોતાનું Ideal સફળ કીધુ.

એ Ideal અનુસાર પ્રેમાનન્દ વિશેનો યે અભિપ્રાય બન્ધાયો ને ઉચ્ચાર્યો. અને એ અભિપ્રાયમાં એટલો તથ્યાંશ છે.

સરવાળે તો દલપતનર્મદનો ઝઘડો સમેટતાં નર્મ-

કના મિત્ર નવલરામભાઇએ તટસ્થભાવે ઉચ્ચારેલો શબ્દ જ પ્રેમાનન્દસામળના ઝઘડા માટે યે પરમ સત્ય બોલ છે કે બન્ને કવિરત્નો Incommensurable–અપ્રમેય હતા

બીજુઃ પ્રેમાનન્દનુ ગુજરાતીપણું એ એમનો મહાન ગુણ, તેમ એ ગુણ તે જ એમની ગુણસીમા ઇંગ્રેજી કવિઓમા ટેનિસનનુ પણ એમ છે, એ જ ગુણ, ને એ જ ગુણસીમા

Politicsની પરિભાષામાથી ઉપમા સ્વીકારીએ તો સર્વશ્રેષ્ટ Home Secretary સરિખડા પ્રેમાનન્દ Home Poet હતા; Foreign Secretary ની પેઠેમ International Literature મા વિચરતા International Poet ન હતા Home Poet તરીકેની પ્રેમાનન્દની ગુણસર્વોપરિતા, એ જ International Poet તરીકેની પ્રેમાનન્દની ગુણસીમા

એક બીજુ દ્દષ્ટાન્ત લઇએ શિવાજી Ideal હતું હિન્દુ પાદશાહતનુ એના સાક્ષીઓ મહારાજ જયસિંહને લખેલો પત્ર, ને ભૂખણની શિવરાજબાવની શિવાજી મહારાજ નથી દબાયા, હિન્દુત્વ નથી નાશ પામ્યુ, જીવતું છે, જીવશે, ને જીતશે પેશ્વાઇ *Ideal* હતુ મરાઠી પાદશાહતનુ, *Provincial.* ૧૭૬૧મા પાણીપતમા પડયુ, તે પાછુ ન ઊઠયુ, જો કે મહાદજી શીંદે ને નાના ફડણવીસને ટેકે ચાળીશેક વર્ષ નભ્યુ રાજપૂતોને શીખોને સગાથે લીધા હોત, assimilate કીધા હોત, તો કદાચ હિન્દનો ઇતિહાસ આજે જૂદો હોત

૧૭૬૧નો પરાજય શિવાજી ideal નો પરજય નથી, પેશ્વાઇ ideal નો પરાજય છે

Provincial ideal ઉપયોગી છે, પણ અમૂક હદ સૂધી. National અને International ideal વિના તો એ અધૂરે ને અનિષ્ટ જ છે. Provincial ને national, national ને international એ જોડકાં ideals ની પાંખો ઉપર ઉડતાં પંખી સમતોલ રહે. એક પાંખે જ ઉડવા મથે, તે કેટલું ઉડે? ને કેવુક ઉડે?

છેલ્લુવેલ્લુ: સામળે પ્રેમાનન્દ ભણી વાગ્બાણુ ફેંક્યું કે કથ્યું કથે તે શેનો કવિ?

એ સૂત્ર સ્વીકારાય તો કાલિદાસનું શાકુન્તલ, ભવભૂતિનું ઉત્તરરામ, ને શેક્ષપિયરનાં ઘણાં નાટકો કાવ્યો જ ન કહેવાય.

અને છતાં સામળ ભટ્ટ એમ છેક જ ખોટ્ટા છે?

કાલિદાસ કે શેક્ષપિયર વ્યાસ છે? કે વાલ્મીકિ છે? કે હોમર છે?

ગંગા યમુના સિન્ધુ બ્રહ્મપુત્રા મહાનદો છે, વિપુલ અખંડ રસપ્રવાહ છે, ત્હો યે તે હિમાલયો નથી.

રામાયણ ને ભાગવત, ઇલિયડ ને શાહનામું: ચાર મેરુની પેઠે, જગતની ચારે દિશાઓને સ્થંભ થઈ ટેકવનાર, ચાર દિગ્પાળ સમોવડા એ ચાર જગત્કાવ્યો અને એ સહુ ઉપર ફરકતો કાવ્યધ્વજ તે ગીતા ને શાન્તિપર્વનાં અંગોવન્તું મહાભારત.

વસુન્ધરાની ગાયના પાંચ આંચળ સરિખડા એ ગૌરીશંકર ને ધવળગિરિ, એ કાંચનગંગા ને કૌલાસ ને નાગ પર્વત, જગતનાં પાંચ મહાશિખરો. અનેક મહાસ્રોત રસ-

ગંગાઓ એ મહાશિખરોમાંથી પ્રગટે છે, જગતમાં વહે છે, ને દેશદેશને રસાર્દ્ર કરે છે.

ભારતવાસીઓ! ત્હમારે ત્હાં હિમાલય છે. એ ત્હમારૂં સનાતન ideal ઉચ્ચામા ઉંચી, આકાશની સમીપમાં સમીપની, એ ધરતી ધર્મમાં કે સંસારમા, જીવનમાં કે કવિતામા એ સનાતન ideal વિસારતા નહિ.

પ્રેમાનન્દ પણ એ ગંગોત્રીનાં ગંગાજળ પી મ્હોટા થયા હતા.



# કવીશ્વર દલપતરામ

## (શ્રીમદ્ ભગવદ્ગીતામાંનું પિતૃતર્પણ.)

## (૨૫ મી માર્ચ ૧૯૧૦)

૧, બાર–બાર ગયાં વર્ષો રાત્રિઓ પાઢતાં સૂની;
બાર–બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની;
૨, બાર વર્ષો થયાં, તાત! મૃત્યુના પડદા નમ્યે,
હજી યે ચક્ષુમાં ત્હેો યે પ્રવેશો પૂર્વના રમે.
૩, કાળની વીંઝતી પાંખ અનેસ વેગથી ભરી,
નેત્ર મીંચી ઉઘાડું ત્હાં આવે બ્રહ્માંડને ફરી.
૪, નથી એ મેઘનાં નીરે, નથી અન્ધારનાં જળે
ધોયાં કૈ સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણપાટલે.
૫, આવ્યા એકાન્ત રાત્રીએ, ને મેઘે રસ સીંચિયા;
એમ જીવનના સર્વે આથમ્યા દિન ઉગિયા.
૬, વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.

૨

૭, પિતાજી ! પત્ર ને પુષ્પે એ જ આવી વસન્ત આ:
ટૂહૌકે છે કોકિલા. એવા ટૂહૌકે છે સ્મરણો, અહો !
૮, આબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ.
૯, હું ય તે લઇ આ વીણા સ્મરૂં છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા ! મન્ત્રો જપું છું પિતૃજાપના.

૩

૧૦, વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હેરોઠ દેશમા,
એ પ્હેરોઠે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા.
૧૧, છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવુ હૈયુ જાણે હિમાલય.
૧૨, બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ, ઉદારતા,
એ દૈવી દીપમાળાના અન્તરે તેજ રાજતા.
૧૩, આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધા,
ને તેથી અમૃતમીઠા આપના કવિતો હતા
૧૪, ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અ ગ્રોજગે ઉરે પણ,
મન વાણી કર્મમા યે, ઝરે નિત્યે જ ડ્હાપણ
૧૫, વીર જયકુમારીના, જમાવ્યો જય લોકમા,
ને દિનકરના ભાઇ, પ્રતાપી ભાસ્કરે સમા
૧૬, દેવાનન્દે રમન્તા તે દેવાનન્દ ગુરુથી આ
પામીને કાવ્યની દીક્ષા દીપ્યા દેવકુમાર શા.
૧૭, ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો.

૧૮, શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણની શ્વેત પાંખ શા;
તેજવાઘા સજી જાણે ફિરીશ્તો કો મનુષ્યમાં.

૧૯, નમ્ર ને નમતા, ત્હો યે શૈલ શી દ્દઢતા હતી;
ચાલ ધીમી ધીમી, ત્હો યે ખંતથી વેગીલી ગતિ.

૨૦, હાથે પીતળપટ્ટાળી શ્યામ સીસમલાકડી;
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લ્હડી.

૨૧, પૂર્યા છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડા,
પાડયા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમા વડા.

૨૨, દીઠું એ સૌ દીર્ઘ કાળ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દષ્ટિને.

૨૩, બહુ વર્ષો સૂધી આપે મૂલવ્યા મોતી બ્હારનાં,
પછી પારખવા પેઠા આત્માના દરિયાવમાં.

૨૪, ધૂમનાં સૌ દિશે ત્હેને ધાર્યો એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.

૨૫, વિધિએ ભાગ્યરેખા શું દોરી કુંકુમકેસરે !
ઉજ્જવળા ભાલમા એવી રેખા તિલકની તરે.

૨૬, સ્મિતની સુન્દરતાના કપોળે અંકુરો ઉભા;
મધુરાં હાસ્યની દીપે સુખડે મધુરી પ્રભા.

૨૭, આત્માનુ તેજ, વીંધીને રોમ રોમ, વિહાસતું;
બ્રહ્મર્ષિ ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.

૨૮, વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના;
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના.

૨૯, આઘદ્દષ્ટા આ યુગના, કવિ છો, સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.

૩૦, ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવા ગુર્જરરાષ્ટ્રે એ ગજાવી ગેબી ઘોષણા.
૩૧, ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં,
ત્હમે વર્ષી સમા વર્ષ્યા, ચન્દ્ર જેમ સીંચી સુધા.
૩૨, સ્હવારે સ્હાજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા તેજે તપ્યા તેમ, દઝાડયાં નહિ કોઇને.
૩૩, મહામૂલા દીધા રત્નો પૂર્વજે પૂર્વ કાળમા,
પારખી પારખી તેહ સંરક્ષ્યા, પ્રાણુની સમા.
૩૪, ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સૌની તેહના મધ સારવ્યા.
૩૫, ધીરગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
ઊધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા.
૩૬, વિદ્યા ને સંપના સૂત્રો, કલાકૌશલ્ય ઓપતા,
ને સંસ્થાનસુધારો, ને દેશના હિત દીપતાં,
૩૭, પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને
સાત્ત્વિક સ્નેહના મન્ત્રો, ધર્મૌદાર્યઃ સર્વ તે.
૩૮, વધે સંસારની શોભા, પ્રભુને પ્રભુતા વધે,
ગાયા છે દેહઆત્માના સૂક્તો ઉન્નતિનાં બધે.

૪૨, પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા, તેથી સૌમાંથી સાર શોધના.
૪૩, પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ,
પરમ્ ધર્મ ત્હમારો તે સ્વામી નારાયણ પ્રભુ.
૪૪, દેશીઓમાં વસ્યો દેશી થઇ, ત્હેમાં લીધો રસ,
પરમ્ મિત્ર ત્હમારો જ તે મહાભાવ ફાર્બસ.
૪૫, જે ન્હાનાભાઇ હિન્દુના, ઇસ્લામી ખ્રીસ્તી પારસી,
સૌ શું સ્નેહ દીધો–લીધો, હૈયે હૈયાં હસી હસી.
૪૬, સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.
૪૭, સિન્ધુ પ્રત્યે વહે જેવી ઉર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં ત્હેવાં તમો ભણી.
૪૮, સારપ અશિષો વ્હોરી જનોમાં શુભ નામના,
સંચર્યા લઇ સદ્ભાવો આપ અક્ષરધામમાં.
૪૯, હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં,
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં.
૫૦, આપે આયુષ્યમધ્યાહ્ન ગાળિયો પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા.
૫૧, દેહના સુરથે સ્થાપી દેહી કેરા મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી,
૫૨, વિવેક સારથી માંડી, અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે.
૫૩, નિત્યે જીવનમાં યોગી, તત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને;

૫૪, ભક્તિદેશે રહાર ક્ત, ફૂલો ભાવની કુંળી,
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી-ફૂલી.
૫૫, શું શું સંભારું ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે?
પુણ્યાત્માના ઉદાધ્ધો તો આભ જેવાં અગાધ છે.

૪

૫૬, ને એવું યે હતું ત્હારે પઢયો'તો પિતુભાવથી,
વિસારી પિતૃપૂજા હું ખઠયો'તો પુણ્યલ્હાવથી.
૫૭, બહુ અવગણ્યા, તાત ! અસત્કાર્યાં, અનાદર્યાં;
ને અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા.
૫૮, ખીજવ્યા, પજવ્યા પૂરા, કુમળું દિલ દાખિયું;
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર દીધાઃ સહુ ગયું.
૫૯, ગયો એ યુગ ગમ્ભીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ, તાત ! આર્દ્રાં નીર ઉરાં દીધાં.
૬૦, પાપની ગોદિની પેઠે, ન ત્હો યે મોહ પામતા,
પુરાણી ને પુણ્યવન્તી આર્યોની એ જ આર્યતા.

૫

૬૫. અન્ધારી રાત્રિએ ઉંડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમા એવા શબ્દ કો ભૂતકાળના.
૬૬, ડોલાવે આત્મની જ્યોત એ આનીલો સ્મૃતિ તણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષણા.
૬૭, અદીઠા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અન્તર્ગુહા ભરી.
૬૮, ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહાધ્વનિ.
૬૯, અને એ સ્મૃતિના ઊર્મિ, પડઘા ભૂતકાળના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના;
૭૦, તે સામા તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જળે,
સુણ્યો, આકાશવાણી શો, શાન્તિનો શબ્દ એક મ્હેં.
૭૧, શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે શમ્યો પોકાર ઉરનો.
૭૨, વર્ષી માધુર્ય દેવોનુ, અન્ધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓળંગી શબ્દ આવતો.
૭૩, જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મન્ત્ર, પિતૃદેવો ભવ, પ્રિય !

૬

૭૪, અધૂરી–હા ! અધૂરી છે એટલી એકલી ઋચા;
અંકે લે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉંચા.
૭૫, નથી આશા વિના આયુ, નથી ડાળી વિના ફૂલ;
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુળ.

૭૬, હજી તો આભમાં મ્હારા બાળુડો સૂર્ય ઊગતો,
બાળુડા બાલનો ખોળે કાલો કલ્લોલ જામતો;
૭૭, દીઠો કે ન દીઠો મ્હેં તે, સુણ્યો કે ન સુણ્યો કંઈ,
સંકેલી દેહની માયા વન્દીને વિશ્વને ગઈ.
૭૮, વીતિયાં રહાંજ ને વ્હાણાં તે પછી બહુ વર્ષનાં;
ભૂલ્યો નથી હજી, માતા ! હાસ્ય તે તુજ હર્ષનાં.
૭૯, આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી,
આભના ભેદમાં જોતી દ્રષ્ટિ તે તાહરી વડી.
૮૦, ભરેલા ભાવથી અંગે ડોલતી કુળહાથિણી;
ગૃહિણી ગુણવન્તી તું, મ્હોટે ચાંલ્લે સુહાગિણી.
૮૧, સાદી શોભાથી શોભાતી, ધર્મીલી કુળધામની;
શામળે રંગ રંગેલી સેવિકા ઘનશ્યામની.
૮૨, પ્રારબ્ધી, પુણ્યશાળી, ને પાપપાવનકારિણી;
ધૈર્યગામ્ભીર્યથી ધીંગી, દેવિ ! તું દુઃખહારિણી.
૮૩, હેતવાત્સલ્યનાં વ્હેણે હૈયાનું પૂર ગાજતું;
ધર્મમૂર્તિ પિતા મ્હારા, ભક્તિની મૂર્તિ માત ! તું.
૮૪, સદા સૌભાગ્યવન્તી, ને સ્વામીસેવાપરાયણ;
મતાળી, શાન્તિથી શીળી; એ જ ત્હારાં રસાયન.
૮૫, નથી એ વીસર્યો ત્હારી ટૂંકી જીવનની કલા;
વિસારી વીસરે કેમ માતૃવાત્સલ્યની લીલા ?
૮૬, દૂધથી તાહરા મ્હેં જે સીંચી'તી પ્રાણમાં સુધા,
નથી એ ઓસરી, માતા ! વાધી ઉર્મિ અનેકધા.
૮૭, ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમ;
ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ.

૮૮, ઓ અભિજાત આર્યાઓ! ઓ આર્યો સહુ લોમના!
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પુરજોમના
૮૯, पितृदेवो भव, प्राज्ञ! मातृदेवो भव, प्रिय!
સર્વે કુળાશ્રમો નિત્યે, હજો એ ભાવનામય.

૭

૯૦, વિશાળી દુનિયા વીંટી ઘુમે છે સિન્ધુ ગર્જતો;
તે સિન્ધુનાં ઉંડા નીરે મુક્તાપુંજ વિરાજતો:
૯૧, ઘેરીને પૃથ્વીની પાળો પડી છે આભની ઘટા,
અહોરાત્ર તપે ત્હેમાં તેજના ગોળની છટા:
૯૨, બાંધી બ્રહ્માંડની ઝાડી એ રીતે બ્રહ્મ રેલિયો,
ને બ્રહ્મજ્યોતિમાં નિત્યે પ્રકાશે પુણ્યશાળીઓ.
૯૩, પામીને તે બ્રહ્મજ્યોતિ, બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ખીલે છે પુણ્યને પુણ્યે માહરાં માત ને પિતા.

૮

૯૪, ગુણાળી ગવરી માતા! પૂજ્ય બ્રહ્મર્ષિ ઓ પિતા!
ધરૂં છું ચરણે તે આ સ્વીકારો ગુર્જરી ગીતા.
૯૫, સૌ ઉપનિષદો કેરા ભાવ શી આપણી'દગી,
ને ઉપનિષદોના સૌ સાર શી આ ગીતા બની.
૯૬, એ જ સંવત્સરી આજે, થયા દેવ મનુ મટી;
પાળું છું પર્વ, પૂજું છું ગુણો તાત! રટી રટી
૯૭, ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ;
સત્કારો પૂજ્ય! આ પૂજા, પુત્રનું પિતૃતર્પણ.
૯૮, અમોલાં બહુ યે રત્નો શાસ્ત્રરત્નાકરે તરે
વીણીને એક મોંઘેરૂં પુત્ર આ પાવલે ધરે.

૯૯, સદા ચે રીઝવી આપે સેવી દેવી સરસ્વતી;
આપના પુણ્યથી એહ આ ને આવી થતી કૃતિ.
૧૦૦, તો ભૂલી ભૂતની ભૂલો, ભાળીને લક્ષ્ય ભાવિનો,
અમીની આશિષો આપો ફળે સદ્ભાવ સુતનો.
૧૦૧, પૂર્વે જે ભાવથી આપે વધાવ્યો જન્મ માહરો,
આ પરે ચે, પિતામાતા! દષ્ટિ એ ભાવની કરેઽ

૨૫ મી [illegible] ૧૯૧૦

